શિક્ષણ પાઠમાળા.

# વ્યાકરણ શિક્ષણશૈલી ભાગ ૧લો.

પુષ્કળ વિવેચન, સમજ, સંક્ષેપ અને પૂર્ણ નોંધો સાથે.

શિક્ષણકળાને ચહાનાર શીખવનારા અને શીખનારાને સારૂ.

રચનાર

**માણેકલાલ નાગરદાસ શાહ**

રાજકોટ વિક્ટોરિઆ જ્યુબિલી તાલુકાસ્કૂલ હેડમાસ્તર

અને કાઠિયાવાડ એજન્સિ વકીલ.

સત્યમેવ જયતે.





આવૃત્તિ પહેલી.

અમદાવાદ.

ઘીકાંટે શેઠ મોતીલાલ અમૃતલાલના ડેલામાં યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં

ઘેલાભાઈ નરસિંહદાસ મહેતાએ છાપી.

સંવત ૧૯૪૭.—સને ૧૮૯૧.



કીમત ચાર આના.

પોસ્ટેજ છ પાઈ.

શિક્ષણ પાઠમાળા.

# વ્યાકરણ શિક્ષણશૈલી ભાગ ૧લો.

પુષ્કળ વિવેચન, સમજ, સંક્ષેપ અને પૂર્ણ નોંધો સાથે.

શિક્ષણકળાને ચહાનાર શીખવનારા અને શીખનારાને સારૂ.


રચનાર

**માણેકલાલ નાગરદાસ શાહ**

રાજકોટ વિકટોરિઆ જ્યુબિલી તાલુકાસ્કૂલ હેડમાસ્તર

અને કાઠિયાવાડ એજન્સિ વકીલ.


सत्यमेव जयते.




આવૃત્તિ પહેલી.

અમદાવાદ.

ધીકાંટે શેઠ મોતીલાલ અમૃતલાલના ડેલામાં યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં

ઘેલાભાઈ નરસિંહદાસ મેહેતાએ છાપી.

સંવત ૧૯૪૭.—સને ૧૮૯૧.




કીમત ચાર આના.

પોસ્ટેજ છ પાઈ.

# પ્રસ્તાવના.

વ્યાકરણશિક્ષણશૈલી એટલે વ્યાકરણ શીખવવાની પદ્ધતિ. **ભણવું અને ભણાવવું આ બંને વિષય કેવળ એકએકથી અલગ છે.** વખતે એવા દાખલા બને છે કે, **ઘણું ભણેલા માણસો સારૂં ભણાવી શકતા નથી અને થોડું ભણેલા પણ અનુભવી અને શિક્ષણકળાના જ્ઞાનવાળા માણસો સારૂં ભણાવી શકેછે.**

જોડાને થીગડી મારવી, લૂગડામાં ટેભો ભરવો, બખીઓ દેવો, પેટી બનાવવી, લૂગડાં વણવાં એ આદિ દરેક જડ પદાર્થપર કારીગરી ચડાવવાને **કળાનો** ખપ પડે છે. અજ્ઞાન માણસ કરતાં **કળા જાણનાર સારૂં કામ કરેછે એ** અનુભવ સિદ્ધ છે તો ચંચળ વૃત્તિવાળાં બાળકોના મન કેળવનારાએ અવશ્ય **કળા જાણવી જોઈએ.** હાલમાં સહેજસાજ ભણેલો માણસ હોય તોપણ તે ભણાવવાનું કામ લેઈ બેસેછે એ એક દોષ છે. મન બહુ ચપળ છે તેને કેળવનારો તો શિક્ષણ કળાના ખરેખરા જ્ઞાનવાળો માણસ જોઇએ; એવી અનુભવથી ખાત્રી થાય છે. બીજા હુનરોની પેઠે ભણાવવાનો પણ એક હુનરછે. ભણેલા બધા માણસો આ હુનરમાં કુશળ હોય એવું નક્કી નથી પરંતુ ભણેલા માણસો પ્રયત્ન કરે તો આ હુનરમાં કુશળ થઇ શકે.

આ દેશમાં શિક્ષણશૈલી શીખવનારી શાળાઓ જોઈએ તો ફક્ત ગૂજરાતી ભણેલાઓને માટે **ટ્રેનિંગકોલેજો** અને હોંસિલા મેહેતાજીની ક્વચિત્ નિશાળો છે. બાકી **અંગ્રેજી ભણેલાઓને માટે** તો, આ બાબતપર **હજી લક્ષ આપવામાં** આવ્યું હોય એવું જાણવામાં નથી.

ટ્રેનિંગકોલેજમાં એટલા બધા વિષયો શીખવવામાં આવેછે કે, આ વિષયમાં ઊંડા ઊતરી જવાનો વિદ્યાર્થીને જોઇએ તેટલો અવકાશ મળતો નથી. એમ હું મારા પોતાના અનુભવ પરથી ધારૂં છું. મારી સને ૧૮૮૧ની સાલમાં રાજકોટ ટ્રેનિંગકોલેજની પ્રાક્ટિસિંગસ્કૂલમાં હેડમાસ્તર તરીકે નીમણુંક થઈ તેથી ટ્રેનિંગકૉલેજના સ્કૉલરોને શિક્ષણપદ્ધતિ શીખવવાનું કામ મારે માથે આવી પડ્યું. એ અરસામાં કેટલાક વિષયોની વિશેષ્ય નોટો †સ્કૉલરોને કાઢી

---

† હોપકૃત વ્યાકરણ શીખવવાની દરેક કલમ અને અંકગણિતની દરેક રીત શીખવવાની નોટો કાઢી હતી; એ બાબતની સને ૧૮૮૧–૮૨ ની સાલના રાજકોટ ટ્રેનિંગકૉલેજનાસ્કૉલરોને સંપૂર્ણ વાકેફગારી છે. એજ સાલના સ્કૉલરોનું શિક્ષણ કથિત પાઠની વાર્ષિક પરીક્ષાના પરિણામ પરથી ઉત્તરવિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ મેહેરબાન જાઇલ્સ સાહેબે વખાણ્યું હતું અને મુંબાઇ ઇલાકાના મેહેરબાન ડિરેક્ટર સાહેબ તરફ કરેલા વાર્ષિક રિપોર્ટમાં પણ એ બાબત સાબહે મોસુકે બતાવી છે.

આપી હતી. તે શાળાપત્રમાં પ્રસિદ્ધ કરવાને મજકુર પત્રના મયત તંત્રી મહેરબાન નવલરામભાઇને વિનતિ કરવામાં આવી હતી. પરંતુ કાંઇ કારણસર એ વાત મુલતવી રહી. ત્યારપછી એ નોટો જૂદાજ ગ્રંથાકારે પ્રકટ કરવાની મેં તથા મારા સ્નેહીએ હિમ્મત બીડી, તે પણ તરત પાર પડી નહિ. પછી વડોદરા રાજ્યની નિશાળોના કેળવણી નામના ચોપાનીઆમાં એ નોટો ગયા ભાદરવામાસથી પ્રસિદ્ધ કરી છેવટે આ જૂદું પુસ્તક તૈયાર કર્યુંછે.

## શિક્ષકે ધ્યાનમાં રાખવાની મુખ્ય બાબતો.

૧. શીખવવાના વિષયનું શિક્ષકને સચોટ જ્ઞાનઃ—શીખવવાની બાબતમાં કયા કયા કડકા છે તે કેવી રીતે છૂટા પાડવાથી વિદ્યાર્થી બરાબર સમજશે. તેમજ જૂદા પાડેલા કડકાને કેવી રીતે સાંકળવા તે, તથા શીખવવાના નિયમ કે રીતિનું કારણ,તેની ઉત્પત્તિ કે જરૂરીઆતનું જ્ઞાન,એ વગેરે શીખવવાનો વિષય શિક્ષકના મગજમાં સંપૂર્ણ ડહોળાએલો અને ઉતરેલો જોઇએ. શીખવવાના વિષયનું આ પ્રમાણે સચ્ચોટ જ્ઞાન નહિ હોય તો તમારાથી કામ થઈ શકશે નહિ,નિશાળીઆ આગળ ફજેતી થશે અને તેથી તમારો ભાર ભાગી જશે માટે શીખવવાના વિષયનું **સચ્ચોટ** (ચોખ્ખું જેવું જોઇએ તેવું તૈયાર) **જ્ઞાન મેળવ્યા બાદજ વર્ગમાં શીખવવાની અમારી ખાસ ભલામણ છે.**

૨. **શીખવવાની શૈલીનું જ્ઞાનઃ—૧ સૂચકશૈલી, ૨ વ્યાખ્યાનશૈલી અને ૩ સૂચક તથા વ્યાખ્યાન મિશ્રશૈલી.** આ ત્રણ શૈલીઓ શિક્ષકના લક્ષમાં બરાબર ઉતરેલી જોઇએ અને કયા કયા વિષયોમાં કયી કયી શૈલીનો ઉપયોગ કરવાનો છે તેની સંપૂર્ણ સમજ જોઇએ.

૧ **સૂચકશૈલી**:—વિદ્યાર્થીને સૂઝે તેમ શીખવવું. પ્રથમ વિદ્યાર્થીને સહેલી અને જાણીતી બાબતથી શરૂ કરી આગળ દોરવા. અને વિષય શીખવવાનો વખત મુકરર કર્યો હોય તેને મધ્ય ભાગે કે આખરે અજાણી અને નવી બાબત જે શીખવવા ધારી હોય તેપર ચડાવી દેવાં. છોકરાંને સૂઝી આવે એવાજ પ્રશ્નો પૂછવા અને એમાંજ શિક્ષકની ઘણી ચતુરાઇ રહેલીછે. **નાની ઉમરના વિદ્યાર્થીઓને શીખવવામાં આ શૈલી ઘણી ઉપયોગી છે.** તેથી છોકરાંની બુદ્ધિ ખીલે છે, શીખવામાં ચાલાક ને ઉમંગી રહે છે, રસ પડે છે અને થાકતાં નથી. લેખાંનો વિષય સંપૂર્ણ સૂચક પદ્ધતિનો છે અને વ્યાકરણ, અંકગણિત, સામાન્ય જ્ઞાન એ વગેરે વિષયોમાં પારિભાષિક શબ્દો જેવા કે વિશેષણ, અવ્યય, અપૂર્ણાંક, ત્રિરાશિ, પારદર્શક, અપારદર્શક, વગેરે નામ આપવાના શબ્દો શિક્ષકે કહેવા પડશે; માત્ર એટલુંજ વ્યાખ્યાન

ગણાય એ શિવાય બાકીનો આખો પાઠ સૂચકશૈલીથી ચાલશે. **પાંચમું ધોરણ પૂરું થતાં સુધી આ શૈલીનું પ્રાધાન્ય રાખવું.**

૨ **વ્યાખ્યાનશૈલી:**—શિક્ષકે વિદ્યાર્થીને કહી દેવું. જે બાબત શીખવવાની હોય તે કહી દેવી, તેનું નામ વ્યાખ્યાનશૈલી. ભૂમિતિનો વિષય કેવળ વ્યાખ્યાનશૈલીનોજ છે. **મોટી ઉમરના વિદ્યાર્થીઓને આ શૈલીએ શીખવવાનું અનુકૂળ છે.** ભાષણો, નિબંધો અને ગ્રંથો આ શૈલીએજ રચાય છે. ભૂગોળ, ઈતિહાસ, વાંચન, કવિતા, વગેરે બાબતોમાં કેટલુંક સૂચક થઇ શકે; તે શિવાય બાકીનો વિષય વ્યાખ્યાનશૈલીનો છે. **છઠ્ઠું ધોરણ અને તે ઉપરની બાબતો આ શૈલીએ શીખવવાનું અનુકૂળ પડશે.** સૂચક શૈલી લંબાણવાળી છે. જે વાત વ્યાખ્યાનશૈલીથી પાંચ મિનિટમાં શીખવાય તે બાબત સૂચક શૈલીથી શીખવતાં અર્ધો કલાક કે વધારે વખત જોઈએ. તોપણ આ ધોરણમાં એ વ્યાકરણ વગેરે વિષયો તો સૂચકશૈલીથીજ શીખવવા ભલામણ છે.

૩ **સૂચક તથા વ્યાખ્યાનમિશ્રશૈલી:**—આ સંબંધીનું વિવેચન ઉપરની બંને બાબતમાં આવી ગયું.

૩ **શીખવવાનાં પુસ્તકો:**—તદન સૂચક શૈલીથી શીખવવાના તમામ વિષયોનો શિક્ષકે મોંએથી કથિતપાઠ આપવો જોઇએ. અને બીજા વિષયોમાંથી પણ વાંચન અને કવિતાના પાઠ શિવાય બીજા કોઈપણ પાઠમાં શિક્ષકોએ કે નિશાળીઆએ પુસ્તક ઊઘાડવાનું નથી. સારા શિક્ષકો વાંચન અને કવિતાની ચોપડી શિવાય બીજી કોઈ પણ ચોપડી પોતાના નિશાળીઆને લેવાની ફરજ નહિ પાડે. (નિશાળમાં શીખેલા પાઠનું ઘર આગળ સ્મરણ કરવાને અને પાંચમા છઠ્ઠા ધોરણમાં ઈતિહાસ વગેરે પુસ્તકોની ભાષા–શબ્દજ્ઞાન–શીખવવા સારૂ કથિત પાઠની રીતે અઠવાડીઆમાં ચાલેલો ભાગ ચોપડીમાંથી વંચાવી સમજાવવાને છેલ્લો એક દહાડો રાખે એવો પણ મતછે તેટલા સારૂ નિશાળીઆ ચોપડીઓ રાખે તો ખોટું નથી.) હાલમાં ઘણા શિક્ષકો દરેક વિષયમાં પોતે ચોપડી ઊઘાડી બાળકો પાસે ચોપડી ઊઘડાવેછે અને પછી તેમાંની બાબત બોલીને સમજાવેછે. એમ કરવાનું કારણ એછે કે શીખવવાના પાઠની તેમણે અગાઊથી તૈયારી કરેલી હોતી નથી. **અગાઉથી પાઠ તૈયાર કરી લાવવાની અગત્ય સર્વ શિક્ષકના મનમાં સારીપેઠે ઉતરવી જોઇએ અગર તો તેમ કરવાની તેમને ફરજ પડવી જોઇએ.** એમ થાય ત્યારેજ તેમને મેહેનત કરીને આગળથી તૈયારી કરવાની ટેવ પડેછે. અલબત આ બાબત નિશાળની વાર્ષિક પરીક્ષાનો એક ભાગ ગણાય અને તે બાબત પરીક્ષક અધિકારી તપાસે તો સારૂં.

૪ **શીખવવાનાં પુસ્તકો માંહેની બાબતોનો અનુક્રમઃ**—ઘણાખરા અનઘડ શિક્ષકો શીખવવાનું પુસ્તક ઉઘાડી આરંભથી શરૂ કરે છે અને અનુક્રમે ચાલ્યા જાય છે આ મોટો દોષ છે. હાલનાં ધોરણોમાં દરેક વિષય ક્યાંથી શરૂ કરવાનો અને ક્યાં સુધી શીખવવાનો છે એમ તો સ્પષ્ટ કહેલું છે તેમાં પણ પૃથક્ પૃથક્ બતાવવાની જરૂર છે. દરેક ગ્રંથને માટે એવું બતાવવાથી લંબાણ થઈ જાય તો પણ આ બાબત એટલું કહેવાનું છે કે સૂચકશૈલીથી શીખવવાના વિષયમાં કેવળ ગ્રંથને અનુક્રમે ચાલવું નહિ કારણ કે ગ્રંથો વ્યાખ્યાનશૈલીથી રચાય છે અને શીખવવાની શૈલી સૂચક છે. એ બંને શૈલીઓ કેવળ એક એકથી વિરૂદ્ધ છે.

૫ **ઉદાહરણોઃ**—સૂચકશૈલીથી શીખવવાનું સાધનજ ઉદાહરણો છે. વિષયને અનુસરતાં અને બાળકોને સૂઝી આવે એવાં ઉદાહરણો પસંદ કરવામાંજ શિક્ષકોની ચતુરાઈ રહેલી છે. જાણીતી બાબતનાં ઉદાહરણોથી શરૂ કરવું.

૬ **પાટિયાનો ઉપયોગઃ**—ઘણાખરા શિક્ષકો એમ સમજે છે કે, અંકગણિતનો કે લેખાંનો દાખલો ગણાવવાને અને વાંચનના પાઠમાંના થોડા એક શબ્દોના અર્થ લખવાને વાસ્તેજ પાટિયું છે. પરંતુ એ તેમની મોટી ભૂલ છે. દરેક વિષયમાં પાટિયાનો ઉપયોગ કરવાનો છે અને જેવો વિષય તે પ્રમાણે ઉપયોગ. સૂચકશૈલીથી શીખવવાની બાબતમાં તો તદન પાટિયાનો ઉપયોગ કરવાનો છે. પાટીયાનો ઉપયોગ ચતુરાઇથી અને બરાબર કરતાં આવડે તો તેણે શીખવવાના વિષયનું સેંકડે પચાસ ટોકડા જ્ઞાન મેળવ્યું છે એમતો સમજાય.

૭ **મુકાબલો કરીને શીખવવુંઃ**—નાનાં બાળકોની બુદ્ધિ ખીલવવાને સારામાં સારૂં સાધન મુકાબલો છે. મુકાબલો કરાવવાથી છોકરાની તર્કશક્તિ વધેછે. વિચાર કરતાં આવડે છે અને સમજીને શીખેલું યાદ રહેછે. સૂચકપદ્ધતિએ શીખવવામાં તો મુકાબલો એજ મુખ્ય હથિઆર છે આ ચોપડીમાંના પાઠ પાટીયાપર કોઠો પાડી મુકાબલો કરીનેજ લખેલા છે.

## મુખ્ય શિક્ષકોને સૂચના.

મુખ્ય શિક્ષકના હાથ નીચેના ઉપશિક્ષકો (આસિસ્ટંટો, માનિટરો) શિક્ષણકળાના જ્ઞાન વાળા જોઈએ. સરકાર તરફથી એવા ઉપશિક્ષકો પુરા પાડવામાં આવશે ત્યારે અલબત હાલના કરતાં ઘણી સારી મદદ મળશે. પરંતુ એવો વખત આવતાં સુધી મુખ્યશિક્ષકો પોતાના હાથ નીચેના ઉપશિક્ષકોને શિક્ષણકળીનું જ્ઞાન આપવા સારૂ નીચે પ્રમાણે ઉપાય યોજેતો ઘણો લાભ થાય.

માત્ર શિક્ષણ કળાનુંજ જ્ઞાન વધારવા સારૂ મુખ્ય શિક્ષક અને ઉપશિક્ષકોની **શિક્ષણજ્ઞાનવર્દ્ધક નામે** સભા સ્થાપવી અને તેમાં નીચે પ્રમાણે કામ કરવું.

૧ એ સભામાં નિશાળમાં શીખવવાના વિષયો સંબંધીજ ચર્ચા ચલાવવી મુખ્ય શિક્ષકથી બને તેટલો ખુલ્લાસો કરવો તે ઉપરાંત હોય તો ડેપ્યુટી ઈન્સ-પેક્ટર સાહેબને વિનતી કરવી કે શાળાપત્રમાં ચર્ચા ચલાવવી. વળી શીખવવાના પુસ્તકોની પ્રસ્તાવના, આ વ્યાકરણશિક્ષણશૈલીનુંપુસ્તક, ગૂજરાતશાળાપત્ર વડોદરારાજ્યનું કેળવણી ચોપાનીઉં, વિજ્ઞાનવિલાસ, કેળવણી પ્રકાર, નિશાળ પદ્ધતિ વગેરે શિક્ષણ કળા સંબંધીનાં પુસ્તકો વંચાવવાં અને તે સંબંધી ચર્ચા ચલાવવી. આ કામ અઠવાડીઆમાં એક વખત એટલે દર રવિવારે (જરૂર લાગે તો ઉપરી સાહેબની મંજૂરી લેઈને) રાખેતો સારૂં.

૨ આ સભાની સમક્ષ ઓછામાં ઓછા અઠવાડીઆમાં એક વખત જૂદા જૂદા વિષયોના પાઠ અપાવો શરૂઆતમાં તમે પાઠ આપી બતાવો અને પછી દરેક શિક્ષકના દરજ્જા પ્રમાણે પાઠ અપાવો. આવા પાઠ સંબંધી ટ્રે-નિંગકોલેજની પેઠે ચર્ચા ચલાવો આથી થોડા વખતમાં ઘણો લાભ થશે આ કામ દર બુધવારે રાખેતો ઠીક પડે.

સારૂં શિક્ષણ કરવા માટે મુખ્ય મુખ્ય બાબતનું દિશ્માત્ર વિવેચન કરી આ વિષયનું નિશાળોમાં ચાલતું હોપકૃત વ્યાકરણનું પુસ્તક તેને વળગીએ.

આ પ્રાંતમાં શિક્ષણકળાનું બીજ રોપનાર મહા ઉદ્યોગી અને લોક પ્રીય માજી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ નામદાર ટી સી. હોપ સાહેબ છે તેથી તેઓ સાહેબનો આપણાપર મોટો આભાર છે. આ પુસ્તક લખવાનું સામર્થ્ય નોકરીના પ્રસંગે રાજકોટ ટ્રેનિંગકોલેજના મરહુમ વિદ્વાન પ્રીન્સિપાલ સાહેબ મહેરબાન નવલરામભાઇના સમાગમમાં જોડાતાં તેઓ સાહેબે મારા-પર નાંખેલી ફરજે—ટ્રેનિંગકોલેજના સ્કૉલરોને પાઠ આપી બતાવવાની—નું ફળ અને તેઓની કૃપા છે.

## હોપકૃત વ્યાકરણ.

ગૂજરાતી નિશાળોમાં ત્રીજા ધોરણથી વ્યાકરણનો વિષય શરૂ થાયછે. આ ધોરણમાં શબ્દના વર્ગ ઓળખવાનું માત્ર રાખ્યું છે. આ પુસ્તકમાંની કેટલીક કલમો સ્વતંત્ર શીખવાય છે અને કેટલીક કલમો સાથે મુકાબલો કરીને શીખવાય છે. આગળ કલમો શીખવવાના પાઠ લખ્યા છે તે પ્રમાણે પ્રથમ ૧૫, ૧૬, ૧૭, ૧૮ એ કલમો સ્વતંત્ર શીખવવી. ત્યાર પછી ૨૨ અને ૨૩ એ બે કલમો મુકાબલો કરીને સાથે શીખવવી. પછી ૨૪ મી, ત્યાર પછી ૨૧ મી, પછી ૨૫ મી, પછી ૨૬ અને ૨૭ મી કલમો મુકાબલે સાથે શીખવવી.

પછી ૨૮ મી કલમ શીખવવી. પછી ૨૯ અને ૩૦ એ બે કલમો સાથે શીખવવી. ત્યાર પછી ૧૯ મી અને ૨૦ મી કલમો સાથે શીખવવી. અને પછી ૧૪ મી કલમ શીખવવી.

આ ક્રમ પ્રમાણે ત્રીજા ધોરણમાં હોપકૃત વ્યાકરણની પંદરથી ત્રીશ કલમો શીખવવી. તેના નમુનાના તેર પાઠ આગળ આપ્યા છે. ચોપડીમાંની **કલમના શબ્દોને વળગી રહી તે કલમ સૂચકપદ્ધતિથી કઢાવવા પ્રયાસ કર્યો છે.**

---

૪૯૫૭

# અનુક્રમણિકા.





# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | સ્થળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | કોઠા નીચે ૧૪ મી લીટી. | શક્ષક. | શિક્ષક. |
| ૨૦ | નોટ. | ચિન્હનથી. | ☞ જોઇએ. |
| ૨૩ | નોટની ૭ મી લીટી. | વાયું. | વાયુ. |
| ૨૭ | ૬ ઠ્ઠી લીટી. | વાક્ય. | શબ્દ. |

૨૯ છેલ્લી લીટી પછી આ પ્રમાણે જોઇએ. આ વ્યાખ્યા પણ પાટીયાપર સારા અક્ષરે લખવી તેનો કડકે કડકે સર્વોક્ત જવાબ લેવો અને વાંચનના પાઠમાંથી શબ્દોની વિભક્તિઓ પૂછવી.

# શિક્ષણ પાઠમાળા. ૪૯૫૭

## વ્યાકરણ શિક્ષણ શૈલી ભાગ ૧ લો.

### પાઠ ૧ લો.*

#### નામ.

(કલમ ૧૫ મી)

**સંક્ષેપનોંધ.** — **પૂર્ણ નોંધ.**

નામની જરૂર. — ચૂનીલાલ† સામી આંગળી કરીને આ કોણ છે? ચૂનીલાલ. એને હરિલાલ કેમ કહેતા નથી? એનું નામ ચૂનીલાલ છે માટે. ચૂનીલાલ નિશાળીઓ છે તે બાળકો પાસેથી કઢાવવું અને એવા બે ચાર નિશાળીઆઓનાં નામ પૂછવાં.

જેમાં જીવ હોય તેવાં નામ. — પછી ખૂરસી સામી આંગળી કરીને પૂછીએ કે આ શું છે? ખૂરસી. ચૂનીલાલ, મગન વગેરે નિશાળીઆ ને ઘેર જવું હોય તો શી રીતે જાય? પગવડે ચાલીને જાયછે પછી કહીએ કે ખૂરશીને જવું હોય તો? નહિ ચાલી શકે કોઈ ખેંચી જાય તો ખેંચાય પરંતુ નિશાળીઆ વગેરે તો પોતાની મેળે ચાલી શકેછે. એમ શાથી થાય વારૂ? **નિશાળીઆમાં જીવછે અને ખુરશીમાં જીવ નથી માટે.** પછી કહીએ કે જેમાં જીવ હોય તેવાં નામ આપો? એ નામ કાળા પાટીયાપર નીચે પ્રમાણે કોઠો પાડી તેના પહેલા ખાનામાં લખવાં. (ખોટું કહે તો સુધરાવવું)

---

* આટલો બધો પાઠ એક દહાડે ચલાવવાનો નથી. ત્રીજા ધોરણમાં શબ્દના પાંચ વર્ગ ઓળખવાને આખું વરસ રાખેલું છે તેપર સુમાર બાંધી પાકું સમજાવતા જવું.

† વર્ગના હાજર બાળકોમાંથી ગમે તે એકનું નામ લેવું.

## નામ.

કાળા પાટીયાપર ભરવાનો કોઠો.

| પ્રાણી. | પદાર્થ. | વગેરે. |
|---|---|---|
| જીવ વાળાં. | જીવ વગરનાં | એવાં બીજાં. |
| જેમાં જીવ હોય તેવાં નામ. | જેમાં જીવ ન હોય તેવાં નામ. | પ્રાણી અને પદાર્થ શિવાયનાં નામ. |
| લલુ. | ખુરસી. | લીમડો. |
| ગાય. | શીશી. | માર. |
| ભેંસ. | ચોપડી. | મન. |
| કીડી. | નદી. | દયા. |
| કૂતરો. | વા. | ડહાપણ. |

જેમાં જીવ ન હોય તેવાં નામ.

કાળા પાટીયાપર પાડેલા કોઠાના પહેલા ખાનાપર હાથ રાખીને પૂછીએ કે, આ ખાનામાં લખેલાં નામ અને ખુરસીમાં શો તફાવત છે? પહેલા ખાનાવાળાં નામોમાં જીવ છે અને ખુરસીમાં જીવ નથી. કેમ જાણ્યું કે ખુરસીમાં જીવ નથી? **પોતાની મેળે હાલી ચાલી શકતી નથી માટે.** જેમાં જીવ ન હોય તેવાં નામ. એમથાળું બીજા ખાનામાં લખવું તેવાં બીજાં ઉદાહરણ માગવાં એ નામ બીજા ખાનામાં નોંધવાં.

☞ ઉદાહરણો લેતાં પણ છોકરાંને સૂઝે તેવા પ્રશ્નો કરવા. તમારી પાસે એવી વસ્તુ હોય તેનાં, આસપાસ પડી હોય તેનાં, નિશાળમાં હોય તેનાં, ઘર આગળ હોય તેનાં, એમ જૂદી જૂદી વાતો યાદ દેવડાવી ઉદાહરણો લેવાં. ખોટું ઉદાહરણ પાટીઆપર નોંધવું નહિ અને ખોટું ઉદાહરણ આપે તો રદીઓ લેઇ દૂર કરાવવું; ઉપરના કોઠામા માત્ર પાંચ ઉદાહરણો લીધાં છે પરંતુ તેવાં દશ દશ કે વધારે ઉદાહરણો પણશિક્ષકો જગા પ્રમાણે નોંધે તો વધારે સારૂં.

જીવવાળાં. કાળા પાટીઆપર કાઢેલા કોઠાના પહેલા બે ખાનાંપર હાથ મૂકીને પૂછીએ કે આ શેનાં શેનાં નામ આપ્યાં છે? જેમાં જીવ હોય તેનાં અને જેનામાં જીવ ન હોય તેવાનાં. જેમાં જીવ હોય તે **જીવવાળાં** અને જેમાં જીવ નહોય તે **જીવવગરનાં** એમ બાળકો પાસેથી કઢાવવું પછી એ બોલ કોઠાને મથાળે લખવા.

જીવવગરનાં

**પ્રાણી.** પછી કહીએ કે જીવવાળું એટલું બધું બોલવાને બદલે તેનો એક બોલછે, તે હું તમને કહુંછું તે સાંભળો પછી કહીએ કે **પ્રાણી** એ બોલ કોઠામાં બતાવેલ ઠેકાણે લખી લેવો. પછી તેની જોડણી અને સર્વોક્ત જવાબ લેવો. પ્રાણીના બીજા દાખલા માગવા પરંતુ પાટીયાપર જગા ન હોય તો તે નોંધવા જરૂર નથી.

**પદાર્થ.** પછી કોઠાના બીજા ખાનાપર હાથ રાખીને આ કેવી વસ્તુઓ છે **જીવ વગરની** જીવવગરનું એને બદલે એક બોલછે તે સાંભળો જીવ વગરની વસ્તુઓને **પદાર્થ** કહે છે. એ બોલ કોઠામાં બતાવેલ ઠેકાણે લખી લેવો. તેની જોડણી અને સર્વોક્ત જવાબ લેવો. અને પાકું કરાવવાને ઊલટ પાલટ પ્રશ્ન પણ પૂછવા.

**પ્રાણી અને પદાર્થ શિવાય બીજાં નામ.** અત્યાર સુધી આપણે શેનાં શેનાં નામ આપ્યાં? **પ્રાણી અને પદાર્થનાં.** હવે કહો લીમડો, પીંપળો એ શેનાં નામ છે? ઝાડનાં. ઝાડ શું કહેવાય? પ્રાણી કે પદાર્થ? જો એ બેમાંથી એકનું નામ આપે તો પૂછીએ કે ઝાડ હાલી ચાલી કે ખસી શકેછે? ના ત્યારે તે પ્રાણી કહેવાય? ઝાડ ઉગે ત્યારે કેવડું હોય? પછી વધેછે કે નહિ? તેમ પદાર્થો વધે? ત્યારે ઝાડ પ્રાણી કે પદાર્થ એમાંથી શું કહેવાય? **પ્રાણી એ નહિ અને પદાર્થ પણ નહિ પરંતુ એ બે શિવાય બીજું.** આ મુદ્દો કોઠાના ત્રીજા ખાનામાં બતાવ્યા પ્રમાણે નોંધવો અને એવાં બીજાં ઉદાહરણ માગવાં.

**ન દેખાય એવી વસ્તુનાં નામ.** છગને લાકડી મારી. એમાં લાકડી શેનું નામ છે? પદાર્થનું. લાકડી કેવી હોય? લાંબી. એ બતાવી શકાય પરંતુ છગને માર માર્યો એમાં માર બતાવી શકશો? એનો આકાર કેવો હોય? ત્યારે માર એ ચીજ નજરે દેખાય છે? ના. તોપણ માર એ નામ કહેવાય. પછી ન દેખાય એવી વસ્તુનાં ઉદાહરણ માગીએ. એ પણ પ્રાણી કે પદાર્થ નથી માટે એ દાખલા પણ ત્રીજા ખાનામાં લખવા.

**વગેરે.** પ્રાણી કે પદાર્થથી બીજાં એને માટે **વગેરે** એવો બોલછે એમ કહીએ પછી તે બોલ ત્રીજાખાનાંમાં મથાળે લખવો. છગન ઘરમાં હતો. મગન પાટી લાવ્યો. લલુએ દાન કર્યું. એવાં વાક્યો પાટીયાપર કોઠા નીચે લખીને પૂછીએ કે, એમાં નામ કયાં કયાં અને તે શેનાં શેનાં નામછે? એ કઢાવ્યા પછી વાંચનના પાઠમાંથી એક મોટું વાક્ય લેઇ તેમાંથી નામના બોલ એક

---

☞ સર્વોક્ત જવાબ એટલે શિક્ષકે પ્રથમ બોલી બધાં બાળકો પાસે તે પ્રમાણે બોલાવવું.

એક છોકરા પાસે ઓળખાવવા. પછી કહીએ કે, આપણા બોલવામાં ઘણી જાતના બોલ—શબ્દ—આવેછે. પણ તેમાં **જે નામના બોલ હોય તેને નામ** કહેછે. શેનાં શેનાં નામ છે? પ્રાણી, પદાર્થ, વગેરેનાં. ત્યારે, નામ શા કામમાં આવે છે? **પ્રાણી પદાર્થ વગેરે ઓળખવાના.** પછી, નામ શબ્દ ત્રણે કોઠાને મથાળે લખી દેવો. પછી વ્યાખ્યા જોડાવવી.

નામ.

વ્યાખ્યા.

**જે શબ્દ વડે પ્રાણી, પદાર્થ વગેરે ઓળખાય છે તેને નામ કહેછે.** આ વ્યાખ્યા બાળકો પાસે જોડાવવી. અને ત્યાર-પછી પાટીયું સાફ કરી તે ઉપર લખી લેઇ તેનો સર્વોક્ત જવાબ પણ કડકે કડકે લેવો. અને બાળકોની નોટમાં લખાવવી પછી નાનાં વાક્યો લેઈ અગર વાંચનના પાઠમાંથી નામના શબ્દો ઓળખાવવા.

---

## પાઠ ૨ જો.

## સર્વનામ.

કલમ ૧૬ મી.

| **સંક્ષેપનોંધ.** | **પૂર્ણ નોંધ.** |
|---|---|
| એક એક માણસનુંજૂદું જૂદું નામ છે. | રામજી આવ્યો. આ વાક્ય કાળા પાટીયાપર લખીને વંચાડીએ. પછી પૂછીએ કે, એમાં નામ કયું છે? રામજી. તે પ્રમાણે છગન ગયો એ વાક્યમાંથી નામ કઢાવવું. રામજી અને છગન કોનાં નામ છે? માણુસનાં. માણુસનાં બીજાં નામ આપો? હીરજી, ખીમજી, ગંગા, પાર્વતી, વગેરે. પછી પૂછીએ કે રામજી ને છગન કહીને બોલાવાય? ના. કેમ વારૂ? **રામજીનું નામ છગન નથી પણ રામજી છે માટે.** તેમ હીરજી ને ખીમજી કહેવાય? અને ગંગાને પાર્વતી કહી બોલાવાય? ત્યારે કેવી રીતે બોલાવાય! એક **એકને ( પોતપોતાનાં ) જૂદાં જૂદાં નામ વડે.** ( આ મુદ્દો કાળા પાટિયાપર નીચે પ્રમાણે કોઠો પાડી તેના પહેલા ખાનામાં લખી લેવો ) ત્યારે માણુસનાં નામ આપો જોઇએ? એ નામ કોઠાના પહેલા ખાનામાં નીચે પ્રમાણે લખવાં. |

## સર્વનામ.

કાળા પાટીયાપર ભરવાનો કોઠો.

| એકએકનું જૂદુ જૂદુ નામ. | બધાંનામને ઠેકાણેઆવેછે. |
|---|---|
| મગન.<br>રામજી. | તે |
| છગન.<br>ચૂનીલાલ.<br>ગંગા. | તું |
| પાર્વતી.<br>જમના. | હું |

'તે' બધાં નામને ઠેકાણે આવેછે.

તે આવ્યો. આ વાક્ય લખીને વંચાડીએ અને પૂછીએ કે હવે કોણ સમજાશે? મગન આવ્યો હોય તો મગન; રામજી આવ્યો હોય તો રામજી અને છગન આવ્યો હોય તો છગન. છગન, મગન ને રામજી એ બોલથી તો એ પોતેજ સમજાય છે પણ તે વડે તો ગમે તે જૂદાં જૂદાં નામ સમજાય એ છોકરાં પાસેથી કઢાવવું. પછી 'તે' શબ્દ કાળા પાટીયાપર પાડેલા કોઠાના બીજા ખાનામાં લખી લેવો. પછી પૂછીએ કે આ પહેલા ખાનામાં નામ લખ્યાં છે તેમાં અને બીજા ખાનામાં લખેલું 'તે' એમાં શો ફેર પડયો? પહેલા ખાનામાં લખેલાં નામ એકએકનાં છે અને 'તે' **જૂદાં જૂદાં ઘણાં નામને ઠેકાણે* આવે છે.** ઘણાં તે કેટલાં? બધાં. ત્યારે યાદ રાખો કે 'તે' **બધાં નામને ઠેકાણે આવે છે.** ( આ મુદ્દો કાળા પાટીયાપર પાડેલા કોઠાના બીજા ખાનામાં લખવો ).

'તું' બધાં નામને ઠેકાણે આવે છે.

ચૂનીલાલ જા. આ વાક્ય લખીને વંચાડીએ. પછી પૂછીએ કે, કોણ જશે? ચૂનીલાલ. મગન જા. તેથી? મગન. પાર્વતી જા તેથી? પાર્વતી. પરંતુ ચૂનીલાલ જા એમ કહેવાથી મગન જશે? ના કેમ વારૂ? **ચૂનીલાલનું નામ મગન નથી માટે.** પછી કહીએ કે તું જા. આ વાક્ય વાંચો હવે કોણ જશે? ચૂનીલાલને કહો તો ચૂનીલાલ; મગનને કહો તો મગન; પાર્વતીને કહો તો પાર્વતી. એમ કયા બોલવડે સમજાય? તું વડે. ત્યારે તું કયા કયા નામને ઠેકાણે આવે છે? બધાં નામને ઠેકાણે. યાદ રાખો કે, **તું બધાં નામને ઠેકાણે આવે છે.** સર્વોક્ત જવાબ લેવો. હવે, કયા કયા

* બદલે.

બોલ બધાં નામને ઠેકાણે આવે છે તે કહો? તે, તું.

'હું' બધાં નામને ઠેકાણે આવે છે.

હું આવ્યો એ વાક્ય લખીને વંચાવીએ. પછી પૂછીએ કે કોણ આવ્યો સમજશો? વાંચનાર પોતાનું નામ આપીને રામજી આવ્યો. પણ છગન વાંચે તો છગન; મયાશંકર વાંચે તો મયાશંકર. એમ કોણ કોણ સમજાય? જે વાંચે તે બધા. કયા બોલવડે? હું વડે. ત્યારે કહો હું કયા કયા નામને ઠેકાણે આવે છે? **બધાં નામને ઠેકાણે.** ત્યારે યાદ રાખો કે, **હું બધાં નામને ઠેકાણે આવે છે.** સર્વોક્ત જવાબ લેવો. બીજાં કયાં કયાં નામ બધાં નામને ઠેકાણે આવેછે તે યાદ દેવડાવવું.

સર્વનામ.

હું, તું, તે એ શબ્દો બધાં નામને ઠેકાણે વપરાયછે એટલે તેથી કોઈ એક નામ સમજાય કે નહિ? હા સમજાય. રામજીને ઠેકાણે આવે તો રામજી; મગનને ઠેકાણે આવે તો મગન, પાર્વતીને ઠેકાણે આવે તો પાર્વતી. એમ જે નામને ઠેકાણે આવે તે નામ સમજાય. કયા બોલવડે? હું, તું તે. એ એકજ નામ કહેવાય? ના,. બધાનાં. બધા એનો બીજો બોલ **સર્વ** (છોકરા પાસેથી નીકળશે) છે. એટલે, હું, તું, તે એ સર્વનાંનામ છે. માટે એને **સર્વનામ** કહે છે. સર્વનામના શબ્દ ઉપર બતાવેલ ઠેકાણે કોઠામાં લખવા ને તેની જોડણી કરાવવી અને સર્વોક્ત જવાબ લેવો.

વ્યાખ્યા.

કયાં કયાં સર્વનામ ગણાવ્યાં? હું, તું, તે. શા માટે એને સર્વ નામ કહેછે? બધાનાં નામ છે માટે. પરંતુ તેથી કોઇ એક નામ સમજાય કે નહિ? હા જે નામને ઠેકાણે આવે તે નામ સમજાય. એ ઉપરથી **જે શબ્દ નામને ઠેકાણે આવેછે તેને સર્વનામ કહેછે.** એ વ્યાખ્યા જોડાવવી. પછી આખું પાટીયું સાફ કરી નાંખો સારા અક્ષરે એ વ્યાખ્યા પાટીઆપર લખવી, તેનો કડકે કડકે સર્વોક્ત જવાબ લેવો અને બાળકોને નોટબૂકમાં એ વ્યાખ્યા લખી લેવા કહેવું. પછી નાનાં વાક્યો લેઇ અગર વાંચનના પાઠમાંથી સર્વનામના શબ્દો શોધાવવા.

 સર્વનામનો શબ્દ છોકરાં શોધી આપે ત્યારે એ સર્વનામ કયા નામને ઠેકાણે આવેલું છે તે કહેવરાવવું અને પદચ્છેદ કરાવતી વખતે તો એમ કહેવાની ફરજ પાડવી.

 ઉપરના પાઠમાં ફક્ત ત્રણજ સર્વનામ લેઈ પાઠ પૂરો કર્યો છે પરંતુ વખત વધારે હોય અગર નિશાળમાં એ પાઠ ચલાવવો હોય

તો સાતે સર્વનામ લેવાં. અને એક એક સર્વનામનાં બે ત્રણ વિભક્તિનાં કે વચનનાં રૂપો પણ સાથેજ લેવાં ( કથિતપાઠની પરીક્ષા સારૂ આટલો લખ્યો છે તેટલો પાઠ બસ છે ).

☛ ઉપર પ્રમાણે સર્વનામનો પાઠ પૂરો થયા પછી સર્વનામની જરૂર સંબંધી બીજે દિવસે બાળકોને નીચે પ્રમાણે મુદ્દા સમજાવવા. ૧ એકનેએક નામ વારંવાર બોલવું સારૂં લાગતું નથી. ૨ પોતે પોતાનું નામ દેવું શોભતું નથી. અને ૩ બોલવામાં અને લખવામાં ટુંકાણ થાય છે. આ મુદ્દા સમજાવવા નીચે પ્રમાણે દ્દષ્ટાંત લેઈ પાઠ આપવો.

**૧એકનું એક નામ વારંવારબોલવું સારૂં લાગતું નથી.**

મગન કહે, હું ગામ જતો હતો ત્યારે તોફાન થયું તેથી મારૂં માથું ફૂટયું એટલે મને દવાખાનામાં લેઈ ગયા. આ વાક્ય લખીને કહીએ કે તેમાં કયાં કયાં સર્વનામ છે? તેને ઠેકાણે નામ મૂકી વાક્ય બનાવો? મગન ગામ જતો હતો ત્યારે તોફાન થયું તેથી મગનનું માથું ફૂટયું એટલે મગનને દવાખાને લેઈ ગયા. પછી કહીએ કે આ બંને વાકયના અર્થમાં કાંઈ ફેર છે? ના. ત્યારે લખવામાં? હા ફેર છે. શો ફેર છે? પહેલા વાકયમાં હું તેને ઠેકાણે બીજા વાકયમાં મગન. પહેલા વાકયમાં મારૂં તેને ઠેકાણે બીજા વાક્યમાં મગનનું. પહેલા વાકયમાં મને અને બીજા વાકયમાં મગનને આ પ્રમાણે લખવામાં ફેર છે? પણ અર્થમાં ફેર નથી. ત્યારે પહેલું વાક્ય લોકો બોલશે કે બીજું? પહેલું. શા માટે? બોલવું સારૂં લાગે છે માટે. બીજું વાક્ય શા માટે સારૂં લાગતું નથી? એકનાંએક નામ વારંવાર આવે છે તેથી.

**૨. પોતે પોતાનું નામ દેવું શોભતું નથી.**

ઉપરના દ્દષ્ટાંતથી આ મુદ્દો પણ નીકળશે.

**૩. બોલવામાં અને લખવામાં ટુંકાણ થાય છે.**

ઉપરના દ્દષ્ટાંતથી આ મુદ્દો પણ નીકળશે.

---

## પાઠ ૩ જો.

## વિશેષણ.

હોપકૃત વ્યાકરણ કલમ ૧૭ મી.

**સંક્ષેપ નોંધ.** **પૂર્ણનોંધ.**

**માણસમાં** પોતાના વર્ગના નિશાળીઆમાંથી એકને પૂછીએ કે તમારૂં

એક એકનાં જૂદાં જૂદાં નામ છે.

નામ શું ? વાઘજી. બીજાનાં નામ આપો ? માવજી, લક્ષ્મણ, સુંદરજી વગેરે. તમારા બધાંનાં નામ શા માટે પાડ્યાં છે ? ઓળખવાને. બધાનાં નામ એક છે ? ના, જૂદાં જૂદાં. પછી પાંચ સાત સ્લેટો ભેગી કરાવીને પૂછીએ કે, તમારાં નામ જૂદાં જૂદાં છે તેમ આ સ્લેટોનાં નામ જૂદાં જૂદાં છે ? ના. ત્યારે આ બધી શું કહેવાય ? સ્લેટો. પાંચ સાત ખડીઆ અને પેનો ભેગી કરીને પૂછીએ કે, વારૂ ત્યારે આ ખડી આનાં નામ જૂદાં જૂદાં છે ? આ પેનોનાં નામ જૂદાં જૂદાં છે ? હવે ત્યારે એવી ચીજોનાં નામ આપો કે તેવી વસ્તુઓ એક કરતાં વધારે હોય તો પણ એક નામથીજ ઓળખાય. ચપ્પુ, કલમ, ગાય, ભેંસ, ઘોડો વગેરે. ઘણા ઘોડા હોય તો પણ એ દરેક શું કહેવાય ? ઘોડો. તેજ પ્રમાણે ચપ્પુ, કલમ વગેરેનું પૂછવું. પછી બીજાં પ્રાણી અને પદાર્થોમાં આખા વર્ગનાં નામ પાડેલાં છે. એ દરેકનું જૂદું જૂદું નામ પાડીએ તો દુનિઆમાં અસંખ્ય નામો થઈ જાય. તેથી એવાં નામો યાદ રાખવાનું કામ પણ બહુ કઠણ થાય. વળી તેમને વાચા નથી તેથી નામ પૂછવાની બહુ અડચણ પડે એ સૂચક પ્રશ્નોવડે કઢાવવું.

માણસ શિવાય બીજાં પ્રાણી અને પદાર્થમાં આખા વર્ગનાં નામ છે.

વર્ગસૂચક નામમાં ઓળખાણનીજ રૂર.

પ્રથમ પાંચ સાત સ્લેટો ભેગી મૂકાવેલી હતી તેમાંથી એક નિશાળીઆને કહીએ કે સ્લેટ આપો ? ત્યારે હરકોઈ સ્લેટ આપશે. પછી તેને કહીએ કે મેં એ સ્લેટ ક્યારે માગી હતી ? ત્યારે નિશાળીઓ પૂછશે કે, કયી સ્લેટ આપું સાહેબ. (વર્ગમાંથી ત્રણ ચાર નિશાળીઆને આ પ્રમાણે પૂછવું એટલે તેઓ ગભરાશે. અને કહેશે કે આપ કહો તે સ્લેટ આપી શકાય.) પછી કહીએ કે **નાની** સ્લેટ આપો. **મોટી** સ્લેટ લાવો. **ફૂટેલી** સ્લેટ ઉપાડો. આ પ્રમાણે કહીએ એટલે નિશાળીઆ ઉઠીને ઝપઝપ એવી સ્લેટો આપશે.

ઓળખાણ આપનારા બોલ.

નાની સ્લેટ કહેવાથી આ કેમ આપી ? આપે માગી કે નાની સ્લેટ આપો તેથી નાની જોઇને લાવ્યો; મોટી માગવાથી મોટી લાવ્યો તેમજ ફૂટેલી માગવાથી ફૂટેલી લાવ્યો. પ્રથમ કેમ સ્લેટ નહોતા આપી શકતા ? કયી સ્લેટ આપને જોઇએ છીએ તે **ઓળખી શકતો નહોતો માટે.** હવે કેમ ઓળખી શક્યા ! આપે કહ્યું કે નાની સ્લેટ, મોટીસ્લેટ, ફૂટેલી સ્લેટ તેથી ઓળખી શક્યો. ત્યારે સ્લેટને ઓળખવાને કયા કયા બોલ વ-

ધાર્યો છે? **નાની, મોટી, ફૂટેલી.** બહુ સારૂં. ત્યારે હવે કહો કે, સ્લેટને બીજા કયા કયા બોલવડે ઓળખી શકાય? **કાળી, પાટીયાવાળી, ચીકણી, પટાવાળી, પટા, વગરની.** આ બધા બોલો સ્લેટનું શું આપે છે? **ઓળખાણ.** ત્યારે આ બોલ **ઓળખાણ આપનારા બોલ કહેવાય.** પછી કહીએ કે એક ઢગલામાં ઘણી કેરીઓ પડી હોય તેનું ઓળખાણ કયા કયા બોલવડે અપાય? **ગળી, ખાટી, નાની, મોટી, ગોળ, લાંબી, કાચી, પાકી,** વગેરે બોલોવડે કેરીનું ઓળખાણ આપી શકાય. તેમજ પાઘડીઓનું ઓળખાણ કયા કયા બોલવડે અપાય? **કાળી, ધોળી, લીલી, લાલ, પીળી** વગેરે.

પછી કહીએ કે, છોકરા અહીં આવ એમ હું કહું એટલે કોણ આવશે? બધા છોકરા ગભરાશે અને કહેશે કે સાહેબ આપ કોઇનું નામ આપો તો તે આવે. બહુ સારૂં. પરંતુ મને **નામ ન આવડતું હોય તો?** આપણે સ્લેટો ઓળખવા શું કર્યું હતું? ઓળખાણ આપનારા બોલ મૂક્યા હતા, તેમ અહીં પણ કરીએ. પછી કહીએ કે **ગાંડો** છોકરો ઉઠે, **ડાહ્યો** છોકરો ઉભો થાય, **ઉંચો** છોકરો વાંચે, **નાનો** છોકરો લખે, **બીકણ** છોકરો ગાય. કહો હવે કયા કયા બોલવડે આપણે છોકરાને ઓળખી શક્યા? ગાંડો, ડાહ્યો, ઉંચો, નાનો, બીકણ. ત્યારે આ બોલ પણ કેવા કહેવાય? ઓળખાણ આપનારા બોલ.

**ગુણ ઉપરથી ઓળખાણ અપાય છે.**

બધા છોકરા ગાંડા કહેવાય? ના. જેનામાં ગાંડાપણાનો ગુણ હોય તે ગાંડો. તેમજ બધા છોકરા ડાહ્યા કહેવાય? ના. જેનામાં ડાહ્યાપણાનો ગુણ હોય તે ડાહ્યો; તેજ પ્રમાણે જેનામાં બીકણપણાનો ગુણ હોય તે બીકણ; નાનાપણું હોય તે નાનો અને ઊંચાપણુ હોય તે ઊંચો. એ નિશાળીઆ પાસેથી પ્રશ્નોવડે કઢાવવું. પછી કહીએ કે ડાહ્યાપણું, બીકણપણું, ગાંડાપણું વગેરે શું કહેવાય? **ગુણ.** પછી જે નિશાળીઆમાં ડાહ્યાપણાનો ગુણ હોય તે......ડાહ્યોછોકરો; ગાંડાપણાનો ગુણ હોય તે......ગાંડોછોકરો અને બીકણપણાનો ગુણ હોય તે.......બીકણછોકરો કહેવાય એ નિશાળીઆ પાસે ફરી કહેવરાવવું. પછી કહીએ કે ડાહ્યો, ગાંડો, બીકણ એ બોલ શા કામમાં આવેછે? ઓળખાણ આપવાના કામમાં. એવા ઓળખાણ આપનારા બોલ ક્યારે બોલાય? **તેવો**

ગુણ હોય ત્યારે. ત્યારે યાદ રાખો કે ગુણ ઉપરથી ઓળખાણ અપાય છે. માટે ઓળખાણ આપનારા બોલ ગુણ બતાવે છે એમ કહેવાય. એવા ગુણ બતાવનારા બોલના બીજા દાખલા આપો? આગળ જે દાખલા લીધા હતા તે સાથેના કોઠા પ્રમાણે પાટીયા પર કોઠો પાડી તેના પહેલા ખાનામાં ઉભી હારમાં લખી આ બધા બોલ ગુણ બતાવનારા છે એમ કઢાવીને કોઠાને મથાળે ગુણ બતાવનારા બોલ એમ લખવું.

## વિશેષણ.

કાળા પાટીયાપર ભરવાનો કોઠો.

| ઓળખાણ આપનારા બોલ. | |
|---|---|
| ગુણ બતાવનારા બોલ. | સંખ્યા બતાવનારા બોલ. |
| મોટી સ્લેટ. | સાત ઘોડા. |
| નાની સ્લેટ. | નવ રત્ન. |
| ફૂટેલી સ્લેટ. | ચોસઠ કળા. |
| ગળી કેરી. | પાંચસે રૂપઆ. |
| ખાટી કેરી. | સિત્તેર માણસ. |
| કાળી પાઘડી. | સાઠ કળશી ઘઊં. |
| લીલી પાઘડી. | |
| ડાહ્યો છોકરો. | |
| ગાંડી છોકરી. | |
| કડવું ઓસડ. | |

સંખ્યાવડે ઓળખાણ અપાયછે.

પછી કહીએ કે, ગુણ બતાવનારા બોલ શા કામમાં આવે છે? ઓળખાણ આપવાના. પછી એક સરખા પાંચ રૂપિઆ (પાંચ પૈસા કે પાંચ પાઇ) મૂકીને કહીએ કે એમાંથી નાનો રૂપિઓ લાવો? તે ન આપી શકે એટલે કહીએ કે મોટો રૂપિઓ લાવો! છોકરાં ગભરાશે. સરખી છાપ, રંગ વગેરે હરકોઈ સામાન્ય ગુણોનો પ્રશ્ન કરીને રૂપિઓ માગીશું ત્યારે છોકરાં ગભરાશે. પછી કહીએ કે તમે આમાંથી રૂપિઓ કે પૈસા કાઢી શકો છો? ના. કેમ વારૂ? એ બધા સરખા છે તેથી, તમે કહોછો તે સમજાતું નથી. ત્યારે એ કેમ ઓળખાય તે કોઇ કહી શકશો? હાજી. એક રૂપિઓ, બે રૂપિઆ, ત્રણ રૂપિઆ, ચાર રૂપિઆ

વગેરે કહેવાથી સમજી શકાયછે. કહો આમાં ગુણવડે ઓળખાણ મળે છે? ના. ત્યારે શા વડે ઓળખાણ પડે છે? એક, બે, ત્રણ ચાર વગેરે કહેવાથી. એક, બે, ત્રણ, ચાર એ શું કહેવાય? **સંખ્યા.** સાત ઘોડા, નવ રત્ન, ચોસેઠ કળા એમાંથી સંખ્યા બતાવનાર બોલ કઢાવવા. અને સંખ્યાના બીજા દાખલા માગવા તે પાટીયાપર બીજા કોઠામાં લખી દેવાં.

કહો ત્યારે, શાશાવડે ઓળખાણ પડે છે? ગુણ અને સંખ્યાવડે. ગુણ અને સંખ્યા બતાવનારા બોલવડે શું થાય છે? **ઓળખાણ.**

વિશેષણ. ઓળખાણ આપનારા બોલ એટલું બધું બોલતાં અને લખતાં બહુ લંબાણ થાય તેથી તેનું ટુંકામાં એક નામ પાડયું છે તે હું તમને કહુંછું માટે બધા લક્ષ આપો. એને **વિશેષણ** કહે છે. (પાટીયાપર વિશેષણ શબ્દ કોઠાને મથાળે લખીને જોડણી કરાવવી) પછી સર્વોક્ત જવાબ લેવો. કોને વિશેષણ કહે છે? ઓળખાણ આપનારા બોલને. શાવડે ઓળખાણ અપાય? ગુણ અને સંખ્યાવડે.

વ્યાખ્યા. **જે શબ્દ બીજા શબ્દનો ગુણ કે સંખ્યા બતાવે છે તેને વિશેષણ કહે છે.** આ વ્યાખ્યા બાળકો પાસે કડકે કડકે જોડાવવી. પછી બધું પાટીયું સાફ કરી તેપર લખી લેવી અને કડકે કડકે તેનો સર્વોક્ત જવાબ લેવો. વ્યાકરણની ચોપડીમાં એ વ્યાખ્યા બતાવવી અગર બાળકોની નોટમાં ઉતરાવવી. પછી નાનાં વાકયો લેઇ તેમાંથી અગર વાંચનના પાઠમાંથી વિશેષણના શબ્દો બાળકો પાસે ઓળખાવવા.

☞ સર્વનામ અને વિશેષણ નામની ગરજ સારે છે. વિશેષણના શબ્દો બધા વર્ગ સૂચક નામને લાગુ થાય છે, તેથી થોડા શબ્દથી ભાષામાં કામ ચાલે છે. આ વાત શિક્ષકના મગજમાં ઉતરેલી જોઇએ.

---

## પાઠ ૪ થો.

## ક્રિયાપદ.

કલમ ૧૮ મી.

| સંક્ષેપ નોંધ. | પૂર્ણનોંધ. |
|---|---|
| કરવાપણું બતાવનારા બોલ. | માવજી સારા લાડુ કરેછે. આ વાકય લખીને વંચાડીએ પછી પૂછીએ કે, એમાં નામ કયું? માવજી. વિશેષણ કયું? સારા. બીજું નામ છે? હા લાડુ. |

**રામજી લખેછે. એ વાક્ય વાંચો. એમાં નામ કયું ? રામજી.**

| | | | |
|---|---|---|---|
| **સૂતાર ઘડેછે.** | ,, | ,, | **સૂતાર.** |
| **દામજી ઉંઘતો.** | ,, | ,, | **દામજી.** |
| છગને ખાધું. | ,, | ,, | છગન. |
| હરિ વાંચશે. | ,, | ,, | હરિ. |
| લલ્લુ જૂએછે. | ,, | ,, | લલ્લુ. |

પછી, પહેલા વાક્ય ઉપર હાથ રાખીને પૂછીએ કે, રામજી શું કરે છે ? લખેછે. બીજા વાક્ય ઉપર હાથ રાખીને પૂછીએ કે સૂતાર શું કરેછે ? ઘડેછે. તેજ પ્રમાણે પૂછીએ કે દામજી શું કરતો ? ઉંઘતો, છગને શું કર્યું ? ખાધું, હરિ શું કરશે ? વાંચશે, લલ્લુ શું કરેછે ? જૂએછે. પછી પૂછીએ કે એ બધા નવરા છે ? ના. ત્યારે શું કરેછે ? **કામ કરેછે.** પહેલા વાક્યમાં શેનું કામ છે? **લખવાનું,** બીજામાં **ઘડવાનું,** ત્રીજામાં **ઉંઘવાનું,** એમ અનુક્રમે **ખાવાનું, વાંચવાનું, જોવાનું કામ** છે એ બાળકો પાસેથી કઢાવવું. પછી પૂછીએ કે, લખેછે, ઘડેછે, ઉંઘતો, ખાધું, વાંચશે, જૂએછે એ બોલોથી શું સમ જાયછે ? કાંઇ **કામ કરવાપણું.** એટલે **એ બોલો** કરવાપણું બતાવેછે (એ મુદ્દો પાટીયાપર નીચે પ્રમાણે કોઠો પાડી તેના પહેલા ખાનામાં નોંધી લેવો ) પછી કહીએ કે કરવાપણું બતાવે એવા બીજા બોલ કહો ? **તે** કોઠાના પહેલા ખાનામાં નોંધી લેવા.

## ક્રિયાપદ.

કાળા પાટીયાપર ભરવાનો કોઠો.

| ક્રિયા. | | પદ. | |
|---|---|---|---|
| કામ વાળા | | બોલ | |
| કરવું | ચાલવું | થવું | ભોગવવું |
| કરવાપણું બતાવનારા બોલ. | ચાલવાપણું બતાવનારા બોલ. | થવાપણું બતાવનારા બોલ. | ભોગવવાપણું બતાવનારા બોલ. |
| લખેછે. | જાયછે. | થાયછે. | મરાયો. |
| રાંધશે. | ગયો. | થયું. | લખાયછે. |
| ખાધું. | જશે. | થશે. | વંચાયછે. |
| કાપેછે. | ચાલવું. | | |
| વાંચતો. | ચાલતો. | | |

પછી કહીએ કે,

ચાલવાપણું બતાવનારા બોલ.

છગન જાયછે એ વાક્ય વાંચો એમાં નામ કયું? છગન
મગન ગયો „ „ મગન
હરજી આવશે „ „ હરજી

પછી પહેલા વાક્ય ઉપર હાથ રાખીને પૂછીએ કે, છગન કરે છે? જાય છે; મગન......ગયો અને હર......ચાલ છગન, મગન શું કરે છે? કામ. શેનું કામ કરે છે? જવાનું. રીતે જવાય? ચાલીને એટલે છગન, મગન ચાલવાનું કામ કરે તેમ હરજી પણ...ચાલવાનું કામ કરે છે. કયા બોલથી ચાલવાપણું સમજાય છે? જાય છે, ગયો, ચાલશે. **ચાલવાપણું બતાવનારા બોલ** એ મુદ્દો પાટિયાપર નોંધવો. તેવા બીજા દાખલા માગવા તે બીજા ખાનામાં નોંધી લેવા.

થવાપણું બતાવનારા બોલ.

રોટલો થાય છે, એ વાક્ય વાંચો એમાં નામ કયું? રોટલો.
દાળ થઇ „ „ દાળ.
ખીચડી થશે „ „ ખીચડી.

પછી કહીએ કે થાય છે, થઇ, થશે એ બોલોમાં શેનું કામ સમજાય છે? **થવાપણાનું.** થવાપણું બતાવનારા બોલ એ મુદ્દો પાટિયાપર પાડેલા કોઠાના ત્રીજા ખાનામાં નોંધવો અને થવાપણું બતાવે એવા બીજા દાખલા માગવા અને તે પણ કોઠાના ત્રીજા ખાનામાં નોંધી લેવા.

ભોગવવાપણું બતાવનારા બોલ.

વાઘથી હાથી મરાયો. આ વાક્ય વાંચો. એમાં શેનું કામ છે? મારવાનું. કોણે માર્યો? હાથીએ. મારવાનું કામ શેનાપર થયું? હાથીપર. લલ્લુથી કાગળ લખાયો. એમાં લખવાનું કામ શેનાપર થયું? કાગળપર. પહેલા વાક્ય તરફ આંગળી કરીને મારવાનું કામ શેનાપર થયું હતું? હાથીપર. અને લખવાનું કામ...કાગળપર. એટલે હાથીએ વાઘનો માર ભોગવ્યો અને કાગળે લખવાનું કામ ભોગવ્યું એમ કહેવાય. એટલે આ બોલોમાં ભોગવવાનો અર્થ છે એમ કહેવાય. તેથી **ભોગવવાપણું** એ મુદ્દો પાટિયાપર કોઠાના ચોથા ખાનામાં નોંધી લેવો અને તેનાં બીજા ઉદાહરણો માગવાં તે એ મુદ્દા નીચે નોંધી લેવાં.

કરવું.

પહેલા કોઠાપર હાથ રાખીને પૂછીએ કે, એમાં શેનું કામ

છે ? કરવાપણાનું. એ કામથી શું સમજાય? કરવું; બીજા કોઠાપર હાથ રાખીને પૂછીએ કે, એમાં શેનું કામ છે? ચાલવાપણાનું. એ કામથી શું સમજાય? ચાલવું. પછી ત્રીજા કોઠાપર હાથ રાખીને પૂછીએ કે એમાં શેનું કામ છે ? થવાપણાનું. એ કામથી શું સમજાય? થવું. અને ચોથા કોઠાપર હાથ રાખીને પૂછીએ કે એમાં શેનું કામ છે ? ભોગવવાપણાનું. એ કામથી શું સમજાય છે ? ભોગવવું (કરવું, ચાલવું, થવું, ભોગવવું. એ દરેક બોલ નીકળતો જાય તેમ પાટીયાપર પાડેલા કોઠામાં બતાવેલ સ્થળે નોંધી લેવો).

કામવાળા બોલ. હવે આ ચારે કોઠામાં જે બોલ લખ્યા છે તેથી શું સમજાય છે? કામ કરવાપણું. પહેલા કોઠામાં શેનું કામ ? કરવાનું, બીજામાં ચાલવાનું, ત્રીજામાં થવાનું અને ચોથામાં ભોગવવાનું. ત્યારે આ ચારે કોઠામાં શેના બોલ છે? કામના. એટલે એ બધા બોલ **કામવાળા બોલ** છે એમ કહીએ. કામવાળા બોલ એ મુદ્દો પાટિયાપર કોઠામાં બતાવેલી જગાએ નોંધી લેવો.

ક્રિયાપદ. પછી કહીએ કે કામવાળા બોલ એટલું બધું લાંબું બોલવાને બદલે તેનું ટુંકામાં નામ પાડયું છે તે હું તમને કહું છું, કામ એટલે **ક્રિયા** અને બોલ એટલે **પદ**. હવે એ બંને કડકાને ભેગા કરીએ તો **ક્રિયાપદ** એવો શબ્દ થાય. (ક્રિયાપદ શબ્દ પાટિયા પર કોઠાને મથાળે લખી તેનો સર્વોક્ત જવાબ લેવો અને જોડણી કરાવવી) પછી ઉલટ પાલટ પ્રશ્નવડે અર્થ પાકો સમજાવવો. હમણાં આપે કયી કયી જાતનું કામ ગણાવ્યું ? કરવાપણાનું, ચાલવાપણાનું, થવાપણાનું અને ભોગવવા પણાનું. એ બધા બોલને શું કહે છે ? ક્રિયાપદ. કેવા બોલને ક્રિયાપદ કહેછે ? જેમાં કરવાપણું, ચાલવાપણું, થવાપણું, ભોગવવાપણું વગેરે હોય તેને. **એ ઉપરથી કરવું, ચાલવું, થવું, ભોગવવું એ વગેરે**

વ્યાખ્યા. **મતલબના શબ્દને ક્રિયાપદ કહે છે.** એ વ્યાખ્યા બાળકો પાસે જોડાવવી. પછી આખુ પાટિયું સાફ કરી નાંખી સારા અક્ષરે એ વ્યાખ્યા પાટિયાપર લખવી, તેનો કડકે કડકે સર્વોક્ત જવાબ લેવો અને બાળકોને નોટમાં ઉતરાવવી. પછી નાનાં વાક્યો લેઇ અગર વાંચનના પાઠમાંથી ક્રિયાપદના શબ્દો શોધાવવા.

---

# પાઠ ૫ મો.

## નર અને નારીજાતિ.

હોપકૃત વ્યાકરણ કલમ ૨૨ અને ૨૩ મી.

**સંક્ષેપનોંધ.** પૂર્ણ નોંધ.

મગન આવ્યો. એ વાક્ય પાટીયાપર લખીને વંચાવીએ. પૂછીએ કે એમાં નામ કયુંછે? **મગન.** મગનને ઠેકાણે જ મૂકીએ, તો કેમ બોલાય? જમના **આવી.** મગન આવ્યો અ

ભાઈડાનાંનામ. જમના આવી એમ શામાટે બોલાયછે? **મગન ભાઈડાનું ના છે અને જમના બાઇડીનું નામ** છે તેથી. (કાળાપાટીયાપર ન

બાઇડીનાંનામ. એ પ્રમાણે બે કોઠા પાડી પહેલા કોઠાના પહેલા ખાનામાં ભાઈડાનાં નામ એવું મથાળું લખી મગન શબ્દ લખી લેવો તેમજ બીજાકોઠાના પહેલા ખાનામાં બાઇડીનાં નામ એવું મથાળુંલખી જમના શબ્દલખી લેવો.)

કાળા પાટીયાપર ભરવાનો કોઠો.

### નરજાતિ.

| નર. | નરની પેઠે બોલાય છે. એટલે જેને 'કેવો' લાગેછે. |
|---|---|
| ભાઇડાનાં નામ. | ભાઇડાની પેઠે બોલાય તેવાં નામ. |
| મગન. | પટારો. |
| છગન. | ચાકળો. |
| કૂતરો. | ડુંગર. |
| બળદ. | હથોડો. |
| બકરો. | ચોપડો. |
| પાડો. | ખડીઓ. |

### નારીજાતિ.

| નારી. | નારીની પેઠે બોલાય છે. એટલે જેને 'કેવી' લાગેછે. |
|---|---|
| બાઇડીનાં નામ. | બાઇડીની પેઠે બોલાય તેવાં નામ. |
| જમના. | ચોપડી. |
| ગંગા. | નદી. |
| ભેંસ. | નગરી. |
| ગાય. | વીંટી. |
| બકરી. | હવા. |
| કૂતરી. | પેટી. |

જાં પ્રા ાંમાં પ ભાઇડા બાઇડી ભેદ છે.

કૂતરો ગયો, એ વાક્ય લખીને વંચાવીએ. પછી કહીએ કે કૂતરાને ઠેકાણે કૂતરી મૂકીએ તો કેમ બોલાય ? કૂતરી ગઈ. એમ શામાટે થયું ? કૂતરો ભાઇડો છે અને કૂતરી બાઇડી છે માટે. એવાં બીજાં બેત્રણ દૃષ્ટાંતોપરથી **બીજાં પ્રાણીઓમાં પણ ભાઇડા અને બાઇડીનો ભેદ** છે એ વાત કઢાવવી. પછી કહીએ કે ભાઇડાનાં કેટલાંક નામ આપો ? ( એ નામ કાળા પાટીયાપર પાડેલા પહેલા કોઠાના પહેલા ખાનામાં લખી લેવાં. ) પછી બાઈડીનાં નામ માગીએ. ( એ નામ પણ પાટીયાપર પાડેલા બીજા કોઠાના પહેલા ખાનામાં લખી દેવાં. ) પછી ક-

નર.

હીએ કે ભાઈડા એનું બીજું નામછે તે હું તમને કહુંછું; ભાઇડો એનું બીજું નામ **નર**. પહેલા કોઠાના પહેલા ખાનાપર હાથ રાખીને પૂછીએ કે એ બધાં કોનાં નામછે ? **નરનાં.** એ બોલ પહેલા કોઠાના પહેલા ખાનાને મથાળે લખવો. બાઇડીનું બીજું

નારી.

નામ **નારી** છે એમ કહીએ. પછી બીજા કોઠાના પહેલા ખા-નાપર હાથ રાખીને પૂછીએ કે આ શેનાં નામ ઠર્યાં ? નારીનાં. નારી એ બોલ એ ખાનાને મથાળે લખવો.

પદાર્થ વગેરેમાં નરઅને નારીનો ભેદ નથી.

ઘોડો લીધો. એ વાક્યમાં નામ કયું ? ઘોડો. નરનું નામ છે કે નારીનું ? પછી કહીએ કે ચોપડો લીધો. એમાં ચોપડો નર છે કે નારી ? પટારો વેચ્યો એમાં પટારો નર છે કે નારી? લી-મડો કાપ્યો એમાં લીમડો નર છે કે નારી ? ડુંગર ખોદ્યો, એમાં ડુંગર નર છે કે નારી ? એ દૃષ્ટાંતોપરથી **પદાર્થ વગે-રેમાં નર અને નારીનો ભેદ નથી.** એ વાત બાળકો પાસે કઢાવવી.

નરની પેઠે બોલાય છે.

ઘોડો લીધો એમ કેમ બોલાયછે ? નરનું નામ છે માટે. અને ચોપડો પણ લીધો બોલાયછે ? ત્યારે ચોપડામાં નર નારીપણું છે ? ના. ત્યારે ચોપડો કેની પેઠે બોલાય છે? **નરની પેઠે. નરની પેઠે બોલાય** તેવાં નામ. એ મથાળું પહેલા કોઠાના બીજા ખાનામાં લખી લેવું. પછી નરની પેઠે બોલાય તેવાં નામનાં બીજાં દૃષ્ટાંત માગવાં. એ દૃષ્ટાંત પહેલા કોઠાના બીજા ખાનામાં નોંધી લેવાં.

એટલે જેને 'કેવો'લાગેછે.

ગોળ કોનીપેઠે બોલાયછે ? **નરની પેઠે.** ગોળ લેવા વેપા-રીને ત્યાં જઈએ તો શું પૂછશે ? તમારે કેવો* ગોળ લેવોછે?

* ગોળની જાત. દેશી, પરદેશી, રવાનો, પાટલો ઘડો વગેરે.

ગોળની પહેલાં કયો બોલ મૂકયો ? **કેવો.** તેમ બોટવ પણ...કેવો. ચાકળાની પહેલાં...કેવો. અને ડુંગરની પ કેવો લાગશે. એમ **નરની પેઠે બોલાતા બધા શ પહેલાં કેવો લાગેછે** એ કહાવવું. પછી કહીએ કે પેઠે બોલાતા શબ્દોને શું લાગેછે? **કેવો.** કોને કેવો લ નરની પેઠે બોલાતા શબ્દોને. નરની પેઠે બોલાતા શબ્દ શુ ? **જેનેકેવોલાગેછેતે.** ( આ મથાળું પહેલા કોઠાના ૦ ખાનામાં ઉમેરવું. એવાં ઉદાહરણ માગવાં અને તે આ ખાન દાખલ કરવાં.)

નારીનીપેઠે બોલાય છે. — ઘોડી લીધી. એ વાકય પાટીયાપર લખીને વંચાવીએ. પછ પૂછીએ કે એમાં નામ કયું ? ઘોડી. ઘોડી એ બાઈડી છે કે ભા ઈડો ? બાઈડી. તેજ પ્રમાણે ચોપડી લીધી. એ વાકય વંચાવીને પૂછીએ કે ચોપડી બાઈડી છે ? ના. ત્યારે? બાઇડીની પેઠે બો- લાય છે. બાઈડીની પેઠે બોલાય એવાં નામ. એ મથાળું પાટી- યાપર પાડેલા બીજા કોઠાના બીજા ખાનામાં ઉમેરવું. પછી બા- ઈડીની પેઠે બોલાય એવાં બીજાં નામ માગીએ એ નામ પણ આ બીજા ખાનામાં ઉમેરવાં. પછી કહીએ કે બાઈડીને બદલે બીજો કયો બોલ છે એવું તમે શીખી ગયા ? નારી. બીજા કો- ઠાના બીજા ખાનાપર હાથ રાખીને પૂછીએ કે, ત્યારે આ નામ કોની પેઠે બોલાય છે ? નારીની પેઠે. ત્યારે આ નામ કેવાં ઠર્યા? **નારીની પેઠે બોલાય છે તેવાં.** આ મુદ્દો બીજા ખાનામાં વધારવો.

એટલેજેને 'કેવી' લાગે છે. — નરની પેઠે બોલાતા શબ્દોની પહેલાં 'કેવો' લાગેછે એવું આપણે કહી ગયા તેમ આ બીજા કોઠાના બીજા ખાનામાંના ચોપડી, નદી વગેરે નારીની પેઠે બોલાતા શબ્દોની પહેલાં શું લાગશે તે વિચારીને કહો ? 'કેવી' લાગશે. એ બોલ બાળકો પાસેથી કહાવવા. કહો ત્યારે નારીની પેઠે બોલાતા શબ્દો એટલે શું ? જેને 'કેવી' લાગેછે તે. આ મુદ્દો બીજા કોઠાના બીજા ખાનામાં ઉમેરવો.

નરજાતિ. — પહેલા કોઠાપર હાથ રાખીને પૂછીએ કે આ ખાનાપર ન- જર રાખીને કહો કે આ શેના બોલ છે? નરના. અને બીજા

ખાનામાં ? નરની પેઠે બોલાય તેવા. નરના અને નરની પેઠે બો-લાય તેવા બોલ એ બધા બોલ **નરજાતિના** કહેવાય. શેના બોલ કહેવાય ? નરજાતિના. પછી નરજાતિ એ શબ્દની જોડણી કરાવવી; પાટીયાપર બંને ખાનાને મધ્ય ભાગે લખવો અને તેનો સર્વોક્ત જવાબ લેવો.

.જાતિ. બીજા કોઠાપર હાથ રાખીને પૂછીએ કે આ કોઠાના પહેલા ખાનાપર નજર રાખીને કહો કે આ પહેલા ખાનામાં શેના બોલ છે ? નારીના. અને બીજા ખાનામાં ? નારીની પેઠે બોલાય તેવા. કહો ત્યારે આ શેના શેના બોલ છે ? નારીના અને નારીની પેઠે બો-લાય તેવા. સાંભળો એ બધા બોલનું એક નામ પાડ્યું છે તે હું તમને કહુંછું એ બધા **નારીજાતિના** બોલ કહેવાય. પછી ના-રીજાતિ એ શબ્દ કોઠાને મથાળે ઉમેરવો તેનો સર્વોક્ત જવાબ લેવો ને જોડણી કરાવવી. પછી નીચે પ્રમાણે કડકે કડકે વ્યાખ્યા જોડાવવી.

૨૨ મી વ્યાખ્યા. **જે શબ્દ નર છે અથવા નરની પેઠે બોલાય છે એટલે જેને કેવો લાગે છે તે નરજાતિ.**

૨૩ મી વ્યાખ્યા. **જે શબ્દ નારી છે. અથવા નારીની પેઠે બોલાય છે, એટલે જેને કેવી લાગે છે તે નારીજાતિ.**

આ બંને વ્યાખ્યાઓ બાળકો પાસે જોડાવવી તેનો સર્વોક્ત જવાબ લેવો અને બાળકોને નોટમાં ઉતરાવવી પછી વાંચનના પાઠમાંથી નરજાતિના અને નારીજાતિના શબ્દો કઢાવવા.

---

## પાઠ ૬ ઠ્ઠો.

## નાન્યતરજાતિ.

### કલમ ૨૪ મી.

**નર કે નારી સમજાય નહિ તેવા બોલ.** છોકરૂં આવ્યું એ વાક્ય લખીને વંચાવીએ. પછી પૂછીએ કે એમાં નામ કયું ? છોકરૂં. એ બોલથી છોકરો સમજશો કે છોકરી ? ( નિશાળીઆ ગુંચાશે ) **છોકરોએ હોય અને છોકરીએ હોય.** પરંતુ નક્કી કહેવાશે ? ના. છોકરો નરનું નામ કે નારીનું ? નરનું. તેમ છોકરૂં એ બોલથી નર કે નારી કાંઇ નક્કી થાય છે કે નહિ ? ના. ત્યારે છોકરૂં એ કેવો બોલ

ઠર્યાં. નર કે નારી નક્કી સમજાય નહિ એવો બોલ.
હીએ કે કૂતરૂં એ બોલથી નર કે નારી શું સમજશો ? ૯
માંથી એકે નહિ. તેમ ઘોડું, ગધેડું એ બોલથી શું સ૦
એમાંથી એકે જાતિ નહિ. કહો ત્યારે છોકરૂં, કૂતરૂં, ગધેડુ
નામથી નર સમજશો કે નારી ? એમાંથી એકે નહિ. ત્યા
કેવા બોલ ઠર્યા ? **નર કે નારી સમજાય નહિ તેવા બે**
આ મથાળું બાળકો પાસેથી કઢાવી કાળા પાટિયાપર નીચે
માણે પાડેલા કોઠાના પહેલા ખાનામાં લખી દેવું. પછી નર
નારી નહિ સમજાય એવાં બીજા ઉદાહરણ માગવાં તે એ
થાળા નીચે લખી દેવાં.

## નાન્યતરજાતિ.

કાળા પાટિયાપર ભરવાનો કોઠો.

| ન+અન્યતર+જાતિ.<br>એમાંથી એકે જાતિ નહિ. | |
|---|---|
| નર કે નારી સમજાય નહિ તેવા બોલ. | નર કે નારીની પેઠે બોલતા નથી એટલે જે ને 'કેવું' લાગે છે તેવા બોલ. |
| છોકરૂં. | દૂધ. |
| કૂતરૂં. | પાણી. |
| ઘોડું. | ઘી. |
| ગધેડું. | તેલ. |
| પાડું. | ઝાડ. |
| બકરૂં. | શહેર. |

નરકે નારીની પેઠે બોલાતા નથી.

ચોપડો લીધો એ વાક્ય લખીને વંચાવીએ. પછી પૂછીએ કે ચોપડો એ કયી જાતિ છે ? નરજાતિ. એમાં નરપણું નથી છતાં નરજાતિ કેમ ? નરની પેઠે બોલાય છે માટે. તેમ ચોપડી લીધી એ વાક્ય વાંચો ? એમાં ચોપડી કયી જાતિ છે ? નારી જાતિ. શા માટે નારીજાતિ છે ? નારીની પેઠે બોલાય છે માટે. હવે દૂધ લીધું એ વાક્યમાં દૂધ કોની પેઠે બોલાય છે ? નરની પેઠે કે નારીની પેઠે ? એમાંથી એકેની પેઠે નહિ. ત્યારે દૂધ એ કેવું નામ ઠર્યું ? નર કે નારીની પેઠે બોલાતું નથી એવું નર કે નારીની પેઠે બોલાતા નથી એ મુદ્દો પાટીયાપર કોઠાના બીજા

ખાનામાં ઉમેરવો. એવાં બીજાં ઉદાહરણ માગવાં ને આ ખાનામાં ઉમેરવાં.

ચોપડો લીધો. એ વાક્યમાં નામ કયું ? ચોપડો. ચોપડો કયી જાતિ છે ? નરજાતિ. એમાં નરપણું તો નથી છતાં નરજાતિ કેમ ? નરની પેઠે બોલાય છે ? કેમ જાણ્યુ કે નરની પેઠે બોલાય છે? એની પહેલાં કેવો લાગે છે. નારીની પેઠે બોલાતા બોલની પહેલાં શું લાગે છે? કેવી. આ બીજા ખાના ઉપર હાથ મૂકીને દૂધ, પાણી, ઘી, વગેરે નરકે નારીની પેઠે બોલાતા નથી તે શબ્દોને શું લાગે તે વિચારીને કહો? કેવું. એ બાળકો પાસેથી કઢાવવું. કહો ત્યારે નર કે નારીની પેઠે બોલાતા નથી એવા શબ્દો એટલે શું ? જેને 'કેવું' લાગે છે તે.

એટલે જે 'કેવું' લાગે છે તે.

બેમાંથીએકે જાતિનહિ.

પાટીયાપર પાડેલા કોઠાના પહેલા ખાનાપર હાથ રાખીને પૂછીએ કે, આમાં શેના બોલ છે? નર કે નારી સમજાય નહિ તેવા બોલ. તેમ આ બીજા ખાનામાં? નર કે નારીની પેઠે બોલાતા નથી એવા બોલ છે. કહો ત્યારે આ બધા બોલોથી નર કે નારી એમાંથી કયી જાતિ નક્કી થાય છે? બેમાંથીએકે જાતિ નહિ. આ મુદ્દો કાળા પાટીયાપર પાડેલા કોઠામાં નોંધવો.

નાન્યતર જાતિ.

પછી કહીએ કે નહિ એને માટે 'ન' અને બેમાંથીએકે એને માટે 'અન્યતર' એવો શબ્દ છે એટલે કયો શબ્દ થયો? નાન્યતર. કહો ત્યારે આ બોલ કયી જાતિના થયા? નાન્યતરજાતિના. નાન્યતરજાતિ આ શબ્દ કોઠાને મથાળે નોંધવો તેની જોડણી કરાવવી અને સર્વોક્ત જવાબ લેવો. પછી પ્રશ્નો પૂછી નીચે પ્રમાણે વ્યાખ્યા જોડાવવી.

વ્યાખ્યા.

**જે શબ્દ નર અથવા નારી છે એવું નક્કી સમજાય નહિ; અથવા નર કે નારીની પેઠે બોલાતો નથી એટલે જેને કેવું લાગે છે તે નાન્યતરજાતિ.**

આ વ્યાખ્યા બાળકો પાસે કડકે કડકે જોડાવવી. તેનો સર્વોક્ત જવાબ લેવો અને બાળકોને નોટમાં ઉતરાવવી પછી વાંચનના પાઠમાંથી નાન્યતરજાતિ ના શબ્દો ઓળખાવવા.

---

મૂળ પુસ્તકની ૨૨–૨૩ અને ૨૪ મી વ્યાખ્યાઓનું વધારે સ્પષ્ટી કરણ કરવા સારૂ જરૂરી અને સહેજ વધારો કર્યો છે.

## પાઠ ૭ મો.

### ત્રણ*જાતિ.

કલમ ૨૧ મી.

| સંક્ષેપનોંધ. | પૂર્ણનોંધ. |
|---|---|
| જાતિનાં નામ. | આ કલમ શીખવવી બહુ સરળ છે. પ્રથમ ૨૨, ૨૩ અમી કલમમાં જાતિ વિષે શીખી ગયા તેથી પૂછીએ કે • નાં નામ આપો? હવે કેટલી જાતિ થઈ તે કહો? **ત્રણ.** |
| ત્રણજાતિ. | ત્રણે જાતિનાં નામ આપો? તે પરથી વ્યાખ્યા જોડાવવી. |
| વ્યાખ્યા. | **જાતિ ત્રણ છે; નરજાતિ, નારીજાતિ, અને નાન્યતર જાતિ** |

## પાઠ ૮ મો.

### ત્રણે જાતિના પ્રત્યયો.

કલમ ૨૫ મી.

| | |
|---|---|
| ત્રણે જાતિના શબ્દો. | ઘોડો એ શબ્દ પાટીઆપર લખીને પૂછીએ કે કયા જાતિમાં છે? નરજાતિ. ઘોડી.........નારીજાતિ અને ઘોડું.........નાન્યતર જાતિ. તેજ પ્રમાણે છોકરો, છોકરી, છોકરૂં અને પાડો, પાડી, પાડું એ શબ્દોની જાતિ કહાવવી. પછી નીચે પ્રમાણે કોઠાનાં ત્રણ ખાનાં પાડી ત્રણે જાતિના શબ્દો લખવા અને મથાળાં ત્રણે જાતિના નામથી ભરવાં. |

* પુરૂષ અને સ્ત્રીનો ભેદ ફકત પ્રાણીઓમાંજ છે. પદાર્થોમાં એવો ભેદ નથી. તો પણ જે પદાર્થ પુરૂષની પેઠે બોલાય તે નર જાતિ અને સ્ત્રીની પેઠે બોલાય તે નારી જાતિ એમ ગૂજરાતી ભાષામાં ગણેલું જણાય છે. અંગ્રેજી ભાષા વગેરે કેટલીક ભાષામાં પ્રાણીની તો તેની જાતિ પ્રમાણે નર અને નારી એવી બેજ જાતિ છે. અને પ્રાણી શિવાય બાકીના તમામ નાન્યતર જાતિમાં ગણાયછે.

☞ પ્રાણી વાચક નામમાં કેટલાંક નામ ફકત એકજ જાતિમાં બોલાયછે. જેમકે, જૂવો, માંકણ, ચાંચડ, નોળવો, વંદો વગેરે નર જાતિમાં; ખીસકોલી, ઘો, જળો, જૂ વગેરે નારી જાતિમાં અને તીડ, ચામાચીડીઉં, ધનેડું વગેરે નાન્યતર જાતિમાં બોલાયછે. એની જાતિ ઓળખવાને કલમ૨૨–૨૩–૨૪માં કહ્યા પ્રમાણે કેવો, કેવી, કેવું લગાડી જોવું એ સારો રસ્તો છે.

| ઘણું કરીને જે શબ્દને છેડે ઓ હોયછે તે નરજાતિ. | ઘણું કરીને જે શબ્દને છેડે ઇ હોયછે તે નારીજાતિ. | ઘણું કરીને જે શબ્દને છેડે ઉં હોયછે તે નાન્યતરજાતિ. |
|---|---|---|
| ઘોડો—ઓ | ઘોડી—ઈ | ઘોડું—ઉં |
| છોકરો—ઓ | છોકરી—ઈ | છોકરૂં—ઉં |
| પાડો—ઓ. | પાડી—ઈ | પાડું—ઉં |
| હાથી—ઇ. | જળો—ઓ | ગામ—અ |
| દેવ—અ. | હરડે—એ | મોતી—ઈ |

જે શબ્દને છેડે 'ઓ' હોય તે નર જાતિ. 'ઈ' હોય તે નારી જાતિ. 'ઉં'હોય તે નાન્યતરજાતિ.

પછી ઉપરના કોઠાના પહેલા ખાના ઉપર હાથ રાખીને પૂછીએ કે ઘોડો એ શબ્દમાં છેલ્લો અક્ષર કયો છે? ડો તેમાં સ્વર કયો? ઓ. છોકરો એમાં છેડે સ્વર કયો? ઓ. અને પાડો એમાં પણ ઓ. એ શબ્દો કયી જાતિમાં છે? નર જાતિ. નર જાતિના શબ્દોને છેડે કયો સ્વર હોયછે? **ઓ.** આ પ્રમાણે બીજા ખાનામાંના ઉદાહરણો પરથી નારી જાતિના શબ્દોને છેડે ઈ અને નાન્યતર જાતિના શબ્દોને છેડે ઉ હોય છે તે કહાવવું. પછી **જે શબ્દને છેડે ઓ હોય છે તે નરજાતિ, ઇ હોયછે તે નારીજાતિ અને ઉં હોયછે તે નાન્યતરજાતિ** એ કહાવી ત્રણે ખાનાનાં મથાળાં ભરી દેવાં.

ઘણુંકરીને.

પછી હાથી એ શબ્દ લખીને પૂછીએ કે, એ કયી જાતિ છે? નરજાતિ. એને છેડે કયો સ્વર છે? ઈ. તેમજ દેવ કયી જાતિ? નરજાતિ. એને છેડે શું છે? અ. હમણાં આપણે વાત કરી હતી કે જે શબ્દને છેડે ઓ હોય તે નરજાતિ. અને હવે કયા કયા સ્વર આવ્યા? ઈ, **અ** વગેરે. એવા બીજા શબ્દ કહો **જોઇએ. (એ પેહેલા ખાનામાં આડી લીટીથી નીશાની કરી છે તેની નીચે** લખવા). **છેડે કયો સ્વર હોય તેવા** ઘણા શબ્દો નીકળે? **ઓ.** ત્યારે **આપણે** શું સમજવું? ઘણુંકરીને

જે શબ્દને છેડે ઓ હોયછે તે નરજાતિ. 'ઘણુંકરીને' પાટીયાપર પાડેલા કોઠાના પહેલા ખાનામાં વધારવો. માણે જળો, હરડે વગેરે શબ્દો નારી જાતિના છે. તે શિવાય બીજા સ્વરો છે તે કહાવવું. તે પરથી બીજા 'ઘણુંકરીને' એ શબ્દ ઉમેરવાનું સમજાવવું. અને ગામ શબ્દ નાન્યતર જાતિના છે તો પણ તેને છેડે અ અને ર આવ્યા છે તે પરથી ત્રીજા કોઠામાં 'ઘણુંકરીને' એ વધારવાનું સમજાવવું પછી વ્યાખ્યા જોડાવવી. ઘણુંકરીને ત્રણ ઠેકાણે આવેછે તેને બદલે એક ઠેકાણે હોય તો સારૂં

વ્યાખ્યા. **ઘણુંકરીને* જે શબ્દને છેડે ઓ હોયછે તે નરજાતિ, ઇ હોયછે તે નારી જાતિ અને ઉં હોયછે તે નાન્યતર જાતિ.** આ વ્યાખ્યા બાળકો પાસેથી કઢાવી પાટીયું સાફ કરી તેપર સારા અક્ષરે લખી લેવી અને કડકે કડકે સર્વોક્ત જવાબમાં લેવી બાળકોને નોટમાં ઊતરાવવી ને તેવાં ઉદાહરણ વાંચનના પાઠમાંથી ખોળાવવાં.

---

* ઉપરની વ્યાખ્યા પરથી નર જાતિનો ઓ, નારી જાતિની ઇ અને નાન્યતર જાતિનું ઉં એ સાધારણ પ્રત્યયો છે એમ સમજવાનું છે. પરંતુ તે શિવાય બીજા પ્રત્યયો પણ આવેછે. જેમકે:—

નર જાતિને છેડે **अ**—દેવ, અડદ, સાવજ, વડ, બળદ.
**आ**—રાજા, આત્મા, મહિમા.
**ई**—ઘાંચી, મોચી, દરજી, હાથી, વાઘરી.
**उ**—લાડુ, દારૂ, વાયુ, શત્રુ, વરૂ.
**ए**—ભે (ભય), જે (જય), ક્ષે (ક્ષય).

નારી જાતિને છેડે **अ**—વાત, ગાય, ભેંસ, પેન, કલમ.
**आ**—જાત્રા, બાધા, આરોગ્યતા.
**उ**—જૂ, લૂ, સાસુ, વહુ, વસ્તુ.
**ए**—હરડે, વલે, જે (જય),
**ओ**—જળો, ધો, છો, ધરો, ખો.

નાન્યતર જાતિ છેડે **अ**—ગામ, શહેર, તળાવ, ઘાસ, તેલ.
**आ**—સારસા (ફક્ત ગામનાં નામ છે).
**ई**—પાણી, લોહી, ઘી, મોતી, દહીં.

ઉ—લીંબુ, જાંબુ, બરૂ.
ઓ—મો, પો (પગલું)

---

## પાઠ ૯ મો.
## વિભક્તિ.

કલમ ૨૬ ની નોટ, કલમ ૨૬ મી અને ૨૭ મી.

નોધ. પૂર્ણનોંધ.

રાજાને કુંવર છે. આ વાકય લખીને વંચાવીએ. પછી પૂછીએ કે, એમાં નામ કયું છે? રાજા. બીજું નામ? કુંવર. કુંવર કોને છે? રાજાને. પરંતુ એ વાકયમાંથી 'ને' કાઢીને વાંચો જોઇએ? હવે રાજાને કુંવર છે. એવો અર્થ સમજાય છે? ના. એ અર્થ ફરી જાયછે. ત્યારે શું મુકવાથી અર્થ બરાબર સમજાય? **ને.** એ વાક્ય પાટીયાપર નીચે પ્રમાણે કોઠો પાડી લખી દેવું.

(હાંસિયામાં: ને)

### વિભક્તિના પ્રત્યય.

(હાંસિયામાં: કાળા પાટીયાપર ભરવાનો કોઠો.)

| પ્રત્યય. | |
|---|---|
| એક કે વધારે અક્ષરો જુદા હોય તો તેમાં કાંઈ અર્થ નહિ, પણ શબ્દને છેડે આવીને તેના અર્થમાં કે સંબંધમાં ફેર પાડેછે. | |
| રાજાને કુંવર છે. | **ને** બીજી વિ. બે નામની વચ્ચે સંબંધ બતાવે છે. |
| છરીએ કાપ્યું | **એ** ત્રીજી વિ. નામ અને ક્રિયાપદની વચ્ચે ,, |
| છગનનેમાટે આવ્યો | **નેમાટે** ચોથી વિ. નામ અને ક્રિયાપદ વચ્ચે ,, |
| અમદાવાદથીગયો. | **થી, થકી** પાંચમી વિ. નામ અને ક્રિયાપદવચ્ચે ,, |
| કલઇનો વાડકો<br>કલઇની વાડકી<br>કલઇનું છાલીઉં | **નો, ની, નું** છઠ્ઠી વિ. બે નામની વચ્ચે ,, |
| ઘરમાં જા | **માં** સાતમી વિ. નામ અને ક્રિયાપદ વચ્ચે ,, |
| ગાય આવી. | **કાંઈ નથી** પહેલી વિભક્તિ |

(હાંસિયામાં: બે નામની વચ્ચે સંબંધ બતાવે છે.)

કહો ત્યારે, ને એ અક્ષર કોની કોની વચ્ચેનો સંબંધ બતાવે છે? રાજા અને કુંવરની વચ્ચેનો. રાજા એનું વ્યાકરણ? નામ. અને કુંવર એનું વ્યાકરણ પણ...નામ. ત્યારે ને અક્ષર કોની કોની વચ્ચેનો સંબંધ બતાવે છે? 'ને' અક્ષર **બે નામ**

પહેલા ખાનાપર હાથ રાખીને પૂછીએ કે આ ખાન બોલને જાતિ, વિભક્તિ ને વચન લગાડવાથી તેના રૂપમાં શુ છે? વધઘટ થાયછે અને બીજા ખાનામાંના બોલને જાતિ, વચન કે વિભક્તિ લાગતાં નથી. એટલે ? તેના રૂપમાં કાંઇ

અવ્યય. વધઘટ ન થતાં પોતાના રૂપે હમેશાં રહેછે. ત્યારે આ બીજા ખાનામાંના બોલ કેવા ઠર્યા ? **જે શબ્દના રૂપમાં કાંઇ વધઘટ ન થતાં પોતાને રૂપે હમેશાં રહે એવા.** પછી કહીએ કે આ બોલનું આટલું મોટું નામ પાડીએ તે યાદ રાખતાં બહુ મહેનત પડે અને લખતાં બહુ જગા રોકાય માટે એનું એક ટુંકામાં નામ પાડયુંછે તે હું તમને કહુંછું તે સાંભળો. એનું નામ **અવ્યય**. એનો સર્વોક્ત જવાબ લેવો અને જોડણી કરાવવી. પછી નીચે પ્રમાણે વ્યાખ્યા જોડાવવી.

૧૯ મી વ્યાખ્યા. **અવ્યય એટલે જે શબ્દના રૂપમાં કાંઇ વધઘટ ન થતાં પોતાને રૂપે હમેશાં રહેછે તે. જેમકે, અને, તથા, કે, વગેરે.** આ વ્યાખ્યા મથાળેથી પાટીયું સાફ કરી તેપર સારે અક્ષરે લખવી. પછી કોઠાપર નજર ખેંચી પૂછીએ કે કયી કયી જાતના શબ્દોને જાતિ, વિભક્તિને વચન હોયછે ?

૨૦ મી વ્યાખ્યા. **નામ, સર્વનામ, વિશેષણ અને ક્રિયાપદનાં ઘણાં રૂપને જાતિ, વિભકિત ને વચન હોયછે.** ઉપરની વ્યાખ્યાની નીચે આ વ્યાખ્યા પણ પાટીયાપર સારા અક્ષરે લખવી. પછી એ બંને વ્યાખ્યાઓનો કડકે કડકે સર્વોકત જવાબ લેવો. બાળકોને નોટમાં ઉતરાવવી. અને વાંચનના પાઠમાંથી અવ્યયના શબ્દો ઓળખાવવા.

---

## પાઠ ૧૩ મો.

### શબ્દના પાંચ વર્ગ.

કલમ ૧૪ મી.

સંક્ષેપનોંધ — **પૂર્ણ નોંધ.**

એક વાકય લીધું. ડાહ્યા છોકરા પોતાનો પાઠ કરે અને વખત મળે તો બીજાને પણ ભણાવે. આ વાકય પાટીયાપર લખીને વંચાવીએ પછી પૂછીએ કે એમાંના દરેક શબ્દ કયી કયી જાતના છે તે તમે કહો? બાળકો કહે તે નીચે પ્રમાણે પાટીયાપર કોઠો પાડી ઉભી હારમાં લખીએ.

## શબ્દના પાંચ વર્ગ.

| |
|---|
| ૧ નામ, ૨ સર્વનામ, ૩ વિશેષણ, ૪ ક્રિયાપદ અને ૫ અવ્યય. |

વાક્યમાંના દરેક શબ્દનું વ્યાકરણ પાટીયા પર નોંધવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ડાહ્યા | —વિશેષણ | ૩ | વખત | — નામ | ૧ |
| છોકરા | —નામ | ૧ | મળે | —ક્રિયાપદ | ૪ |
| પોતાનો | —સર્વનામ | ૨ | તો | —અવ્યય | ૫ |
| પાઠ | —નામ | ૧ | બીજાને | —વિશેષણ | ૩ |
| કરે | —ક્રિયાપદ | ૪ | પણ | —અવ્યય | ૫ |
| અને | —અવ્યય | ૫ | ભણાવે | —ક્રિયાપદ | ૪ |

દરેક જાતનાશબ્દ સામે શીખેલા ક્રમ પ્રમાણે નંબર આપવો.

પછી કહીએ કે તમે આ બધા શબ્દોની જાત શીખ્યા તેમાં પ્રથમ કયી જાતના શબ્દ વિષે શીખ્યા ? નામ. ત્યારે આ શબ્દોમાંથી નામના શબ્દો હોય તેને પહેલો નંબર આપો ? એમ પૂછી, છોકરા, પાઠ, વખત એ શબ્દો નામના છે માટે તેના સામે એકડો, એજ પ્રમાણે પ્રશ્ન કરીને સર્વ નામના શબ્દો સામે બગડો, વિશેષણ સામે તગડો, ક્રિયાપદ સામે ચોગડો અને અવ્યય સામે પાંચડો કરાવીએ. પછી કહીએ કે, હવે કયા શબ્દ બાકીછે ? એકે નહિ. ત્યારે આ બધા શબ્દોનો કયી કયી જાતના શબ્દોમાં સમાવેશ થયોછે તે તમે અનુક્રમે ગણાવો? નામ,

પાંચજાત

સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ અને અવ્યય. એ કેટલી જાત થઇ? **પાંચ**. કોની? **શબ્દની**. ત્યારે કહો શબ્દ કેટલી જાતનાછે ? પાંચ.

વર્ગ

શબ્દની પાંચ જાત એ મુદ્દા કોઠામાં મથાળે ઉમેરવો. જાતનું બીજું નામ વર્ગ કહેવાય છે. ત્યારે કહો શબ્દના કેટલા વર્ગ થયા? પાંચ. કયા કયા ? એ પ્રશ્નોપરથી નીચે પ્રમાણે વ્યાખ્યા જોડાવવી.

વ્યાખ્યા.

**શબ્દના પાંચ વર્ગછે. નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ અને અવ્યય**. કાળું પાટીયું સાફ કરી ઉપરની વ્યાખ્યા સારા અક્ષરે લખવી. અને બાળકોને નોટમાં ઊતરાવવી. કે વ્યાકરણની ચોપડીમાં બતાવવી.



## જાહેર ખબર.

**વ્યાકરણ શિક્ષણશૈલી ભાગ ૧ લો:—** આ વિષય વડોદરા રાજ્યના કેળવણી ખાતા તરફથી નીકળતા 'કેળવણી' નામના ચોપાનીઆના અંકોમાં ગયા ભાદરવા માસથી છપાય છે. માર્ચ સને ૧૮૮૭ ના શાળાપત્રમાં આ પુસ્તક પ્રકટ કરવા સંબંધી ખબર આપેલી તે હાલ તૈયાર થયું છે. પુસ્તક શાળોપયોગી, શુદ્ધ અને સરળ છે. તે ઘણું કરીને ગૂજરાતી શિક્ષકોને પોતાના કામનો સાથી અને અનુભવી ભોમીઆ તરીકે કામ લાગશે અને શિક્ષણ કળાનાં મૂળતત્વો સમજવામાં આવશે.

**ભૂમિતિનાં મૂળતત્વો:—** આ પુસ્તકની પહેલી આવૃત્તિની છે નકલો આ જાતનાં બીજાં ત્રણ ચાર પુસ્તકોની હયાતિમાં ઘણા ટુંકા વખતમાં ખપી ગઈ અને બીજી માગણીઓ થઈ તેથી ઘણા સુધારા અને ફેરફાર સાથે બીજી આવૃત્તિ બહારપડી ચૂકી છે. તેની પુષ્કળ નકલો જ ખપેછે એટલે તેના ઉપયોગીપણાની બીજી સાબિતિ વાંચનાર માગશે નહિ.

**દેશીનામાનાં મૂળતત્વો:—** ફેબ્રુઆરી સને ૧૮૮૯ ના શાળાપત્રમાં અને ત્યારપછીના અંકોમાં ખબર આપ્યા પ્રમાણે આ પુસ્તક તૈયાર થયું છે. આ પુસ્તકનું કદ આશરે તેર ફારમનું છતાં તે વ્યવહારોપયોગી, શાળોપયોગી, શુદ્ધ અને સરળ હોવાથી તેનો લાભ ઘણા લોકો લેઇ શકે તેથી કીમત બહુજ ન્યૂન રાખેલી છે.

### કીંમત.

ઉપરનાં ઉપયોગી, શુદ્ધ અને સરળ પુસ્તકના દર નંગની કીમત ચાર આના અને ટપાલ ખર્ચ ૭ પાઈ રોકડી કીમત કે વેલ્યુપેબલથી મળશે.

### કમિશન.

સામટાં ૧૦, ૩૦, ૫૦ અને ૧૦૦ નંગોમાં અનુક્રમે ૧૦, ૧[illegible] [illegible] [illegible] કમિશન મળશે. ત્રણે જાતનાં પુસ્તકો મળીને સામટી [illegible] આ ઉપર પ્રમાણે થશે તોપણ કમિશન ઉપર બતાવ્યા પ્રમાણે આપવાની છૂટ રાખી છે.

## પુસ્તકો મળવાનાં ઠેકાણાં

**રાજકોટ:—** કર્તા અગર બેચર મેઘજી બુકસેલર પરામાં; **વઢવાણ સ્ટેશન—** વકીલ તલકશી હીમજી; **ભાવનગર—** રાજેશ્રી તારાચંદ ત્રીકમ આગી કેળવણી દફતરે; **કુંડલા—** બુકસેલર બાઇશંકર વિષ્ણુરામ; **લાઠી—** ભાઈ નાનાલાલ નાગરદાસ કન્યાશાળા; **અમદાવાદ—** દ્વારકાંદાસ મોતીલાલ તથા લલુ અમુલખ; **ભરૂચ—** મિયાં અબદલ રહેમાન મહમદજી; **સુરત—** ત્રીભોવન ગોપાળ; **નવસારી—** તુળજારામ કહાનદાસ; **મુંબાઈ—** દામોદર ઇશ્વરદાસ લાઇબ્રેરી વાળા; **નડિઆદ—** બુકસેલર ત્રીકમભાઇ રણછોડદાસ; **ધોળકા—** બુકસેલર રેવાશંકર ગવરીશંકર.

**માણેકલાલ નાગરદાસ શાહ.**
ગ્રંથ કર્તા.